# વિદ્યાસાગર.

## ભાગ ૨ જો.

અંધકારનું આવરણ.

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા—મણકો ૨ જો.

# વિદ્યાસાગર.

## ભાગ ૨ જો—અંધકારનું આવરણ.

( રસમય બોધપ્રદ નવલકથા. )

લેખક

પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

મુનિ શ્રી છોટાલાલજી.

પ્રકાશક

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.

સારંગપુર, તળીયાની પોળ; અમદાવાદ.

વીર સંવત ૨૪૩૭; વિ. સં. ૧૯૬૭; ઈ. સ. ૧૯૧૧.

( સર્વ અધિકાર સ્વાધિન. )

મૂલ્ય ૮ આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ


જૈનોના હિતાર્થે પ્રકટ થતું અઠવાડિક પત્ર

# જૈન સમાચાર.

દર સોમવારે સ્હવારે પ્રકટ થાય છે. તેમાં જૈનોના ધર્મ, ઇતિહાસ, સંસાર, તત્ત્વજ્ઞાન ઇત્યાદિ વિષયોને લગતા લેખો તથા જૈન સમાચાર, વિવિધ સમાચાર વગેરે પ્રકટ થાય છે. દર વર્ષે સંખ્યાબંધ ભેટો મળે છે, જેમાં એકાદ સૂત્ર પણ હોય છે. લવાજમ પોસ્ટેજ સાથે ફક્ત રૂા. ૩). ભેટોનું પોસ્ટેજ જૂદું.

**અધિપતિ-" જૈન સમાચાર "-અમદાવાદ.**


શ્રી " સત્યવિજય " પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ સાંકળચંદ હરિલાલે છાપ્યું.—અમદાવાદ.

# અર્પણપત્ર.

બાઈ શ્રી મુરાદેબાઈ

કચ્છ—ગુંદાલા.

સ્વર્ગવાસી પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પ્રતિ
આપનો જે પૂજ્યભાવ હતો અને તેમના
સ્મારક તરીકે બહાર પડતાં પુસ્તકોને
પ્રસિદ્ધ થએલા જોવાની આપની જે
ઉત્કટ જિજ્ઞાસા હતી તેથી આ
કર્ષાઇને આ પુસ્તક હું આપને
જ અર્પણ કરવાનું ઉચિત
સમજું છું.

## આભાર.

'વિદ્યાસાગર'નો પ્રથમ વિભાગ વાંચ્યા બાદ **શા. જુઠા ખેતશી** ( કચ્છ-ભચાઉ ) એ તેનો બીજો વિભાગ તુરતમાં બહાર પડેલો જોવાની ઇચ્છા વ્યક્ત કરી ઉત્તેજન આપ્યું છે, તે માટે તેમનો આભાર માનવાનું હું વાજબી માનું છું.

# પ્રસ્તાવના.

આજે 'વિદ્યાસાગર'નો દ્વિતીય વિભાગ વાચકના કરકમળમાં વિરાજે છે.

નવલકથાના વસ્તુ સંબંધે જે કાંઇ વિસ્તૃત ખુલાસો કરવાની જરૂર છે તે હું આ કથાના અંતીમ વિભાગમાં કરીશ; ફક્ત અત્ર એટલું કહેવું ઉચિત સમજું છું કે મનના પંખાને માટે આ આખું વિશ્વ ખુલ્લું છે; તેને પિંજરમાં પૂરવામાં આવેલું નહિ હોવાથી તે સ્વેચ્છ વિહાર કરવાને સમર્થ છે. જે દિશાએ તેને ઉડ્ડયન કરવાની ઇચ્છા થઇ આવી તે દિશામાં તેને સ્વતંત્ર વિહાર કરવા દીધું છે. અમુક પાત્રને અમુક પાત્રના સમાગમમાં કેમ લાવવામાં આવ્યું ? અમુક યોગ કેમ ન મળ્યો ? આમ કરવાને બદલે તેમ કર્યું હોય તો વધારે ઠીક હતું: ઇત્યાદિ ઇત્યાદિ પ્રશ્નો તે સ્વેચ્છાવિહારી સુંદર પંખાને કરીને તેને ગભરાવી મેલવું: કહો કે તેને એ પ્રકારે બંદીખાને પૂરવું: એવી ક્રૂરતા શામાટે વાપરવી ?

મારે એક નવલકથા શામાટે લખવી: તેનો ખુલાસો હું પ્રથમ વિભાગમાં કરી ચૂક્યો છું. ભલે કોઇ વાચકો "વિદ્યાસાગર" ને એક સંસારકથા માનતા હોય, પરન્તુ મેં તો એક ધર્મકથા લખી છે અને તે ધર્મકથા શામાટે છે, અમુક અમુક સંસારી યોગો પણ શામાટે ધર્મ્ય છે તેનું વિસ્તૃત વર્ણન તો હું અંતીમ વિભાગમાં જ કરીશ. તેને સાંસારિક કિંવા ધર્મ્ય માનવાનો આધાર વાચકની ગ્રાહકબુદ્ધિ ઉપર રહેલો છે.

**पक्षपातो न मे वीरो न द्वेषः कपिलादिषु ।**
**युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥**

એ શ્લોકમાં જણાવ્યા મુજબ જેની વૃત્તિ છે તેને દરેક વસ્તુમાંથી લાભ જ મળે છે; પરન્તુ વિષમ દૃષ્ટિવાળાઓને તો ધર્મ્ય કથા પણ સાંસારિક કથા કરતાં વિશેષ અનર્થ કરનારી થઇ પડે છે. ગુણગ્રાહક દૃષ્ટિને ઝેર અમૃતતુલ્ય દેખાય છે અને તેથી ઉલટી દૃષ્ટિને અમૃતરૂપ જૈન સિદ્ધાંતો પણ ઝેર-રૂપે પરિણમે છે; તે માટે તેમાંના કોઇ પણ સાહિત્યને કે તેના પ્રકારનો દોષ કાઢી શકાય નહિ જ. તૃણ જેવી તુચ્છ વસ્તુનો ખોરાક લેઇને ગાય જેવાં પ્રાણીઓ ઉત્તમ દૂધ આપે છે અને દૂધ જેવો મિષ્ટ પદાર્થ પીને સર્પ ઝેરને ઉત્પન્ન કરે છેઃ તૃણમાં કે દૂધમાં ગુણ દોષનું ભાન કરાવનાર એ જડ વસ્તુ પોતે નથી પણ તેને ગ્રહણ કરનાર ગાય અને સર્પ છે.

*　　*　　*　　*　　*

મારામાં આટલી પણ લેખનશક્તિ પ્રાપ્ત થઇ તે મારા સ્વર્ગસ્થ પૂજ્ય ગુરૂ મહારાજ શ્રી લાધાજી સ્વામીનો જ પ્રતાપ છે. તેમના સ્મરણને અર્થે પ્રયત્ન કરવામાં હું મારા આખા જીવનને અર્પણ કરૂં તોપણ તેમના મારા પર થએ-લા ઉપકારોનો કિંચિત્ પણ બદલો વળે તેમ નથી; તે ગુરૂને મારા ત્રિકાલ ત્રિકરણથી નમસ્કાર હો. મારા વડીલ પૂજ્ય મહારાજ શ્રી મેઘરાજજી અને સર્વથી મોટા ગુરૂબંધુ પંડિત મહારાજ શ્રી ઉત્તમચંદ્રજી તથા શતાવધાની પંડિત શ્રી રત્ન-ચંદ્રજી સ્વામી કે જેમણે મને પોતાની સાથે રાખીને ઉત્તમ

પ્રકારનું જ્ઞાન આપ્યું છે અને મારા અભ્યાસમાં મને સતત મદદ કરી છે તેમનો પણ હું ખરેખર આભારી છું. શ્રી વીરપ્રભુ પાસે હૃદયપૂર્વક એટલી જ વિનંતિ છે કે મારામાં મારા વડીલ સાધુ મુનિરાજોની અને તે સાથે સકળ જનસમાજની કિંચિત્ પણ સેવા બજાવવાની શક્તિ પ્રાપ્ત થાઓ !

ચાતુર્માસ
રાપર ( કચ્છ ). } મુનિ છોટાલાલજી.

તા. ક.

પહેલો ભાગ બહાર પડ્યા પછી તુરતમાં જ બીજો ભાગ બહાર પાડવાનું વચન આપ્યા પછી આજે લગભગ પોણા બે વર્ષે બીજો ભાગ જાહેરમાં મેલું છું ! મનુષ્ય પ્રાણી સંયોગોને અધીન છે; તેનું ધાર્યું જો થતું હોત તો તે આખા વિશ્વને ઉથલાવી નાંખવાની પણ હીંમત ધરી શકત. પહેલો ભાગ બહાર પાડ્યા પછી બીજા ભાગને માટે ઘણી માંગણીઓ આવી છે અને તે પહેલા ભાગની રસિકતાના એક ઉત્તમ સર્ટિફિકેટરૂપ છે; તે સઘળાં સર્ટિફિકેટો જો જાહેરમાં મેલું તોપણ સહેજે ૫૦ પાનાં ભરાઇ જાય; અત્ર એવી આત્મશ્લાઘાની કાંઇ જરૂર નથી. હવે આ કથાનો બાકી જે કાંઇ ભાગ મુનિશ્રીએ લખેલો મારી પાસે છે તેને એક જ વિભાગમાં સમાપ્ત કરી નાંખવાની મારી ઇચ્છા છે, એટલે કે ત્રીજા વિભાગમાં જ આ કથાનો અંત આવશે; કદાચ છેલ્લો ભાગ હોવાથી આ ભાગ કરતાં તેનું કદ મોટું થશે. પહેલા ભાગની પેઠે આ ભાગમાં પણ મેં મુનિશ્રીના લખા-

ણમાં ટાપટીપ અને સ્વતંત્ર ટીકાઓ વગેરેનો સુધારો વધારો વગેરે કર્યું છે. વસ્તુસંકલનાને મોટા પ્રમાણમાં ફેરવવાનું ઉચિત માન્યું નથી.

અમદાવાદ. } ચુનીલાલ વર્ધમાન શાહ.
તા. ૧-૮-૧૧.

# અનુક્રમણિકા.

# વિદ્યાસાગર.

## ભાગ ૨ જો—અંધકારનું આવરણ.

### પ્રકરણ ૧ લું.

### ચડેલી વ્હાર.

**आशैव राक्षसी पुंसामाशैव विषमञ्जरी ।**
**आशैव जीर्ण मदिरा नैराश्यं परमं सुखम् ॥**

અર્થ:—માણસોને આશા જ રાક્ષસી છે, આશા જ વિષમંજરી છે અને આશા જ જૂનો કેફી દારૂ છે. નિરાશા જ પરમ સુખ છે. **સુભાષિત.**

પ્રયત્ને કરીને સઘળું સિદ્ધ કરી શકવાના અભિમાનયુક્ત હૃદયને ભાવીની વિશેષ પ્રબળ સત્તાએ પરાજિત કર્યું અને નિરાશાના અંધકારવડે તેને ઘેરી લીધું. પરાજિત થએલું હૃદય—પ્રયત્નની નિષ્ફળતાથી હતાશ બની ગએલું હૃદય આકસ્મિક દુ:ખથી ચમકી ઉઠ્યું અને મૂર્છિત બન્યું. નિર્જન અરણ્ય તે મૂર્છાનું સાક્ષીભૂત હતું, ભયંકર અંધકારાચ્છન્ન દિશાઓના દિગ્પાળ મૂર્છિતના દેહપાલ હતા અને પાસે બેઠેલા ઘોડેસ્વારનું ગભરાઇ ગએલું હૃદય તો કેવળ દિગંબર જ હતું-શૂન્ય, જડ અને નિરહિતાવાળું જ બની ગએલું

જણાતું હતું. **શાંતિરાય**ને મૂર્છિત થએલો જોતાં ઘોડેસ્વારને લાગ્યું કે **વિદ્યાસાગર**ને લૂંટારાઓએ મારી નાંખ્યાના ભયંકર અને આકસ્મિક ખબરથી **શાંતિરાય** કદાચ મરણ પામી ગયો હશે. તેની એ કલ્પનાએ તેના હૃદયને ગભરાવી મેલ્યું અને હવે આ ભયંકર અરણ્યમાં રાત્રિને સમયે તેની તથા પોતાની શી અવસ્થા થશે તેનો વિચાર થઇ પડ્યો. **શાંતિરાય**ના મસ્તિષ્કપર તેણે હાથ મેલી જોયો તો તે શીતળ જણાયું, પગનાં તળીયાં તપાસ્યાં તોપણ શીતળ. "બાપરે, આ તો ધર્મ કરતાં ધાડ આવી પડી!" એમ બોલતો તે ઉઠ્યો અને પાસે ચરતા ઘોડાઓમાંનો પોતાનો ઘોડો ઓળખી લેઇ તે પર સ્વાર થઇ દોડતે ઘોડે **ભદ્રાવતી** તરફ રવાના થયો.

ઘોડેસ્વારના મનમાં સત્વર **ભદ્રાવતી** પહોંચી રાજાને **શાંતિરાય**ના મરણના ખબર કરી તેના મુડદાની યોગ્ય અવસ્થા કરાવવાનું હતું. પોતાની પાસે બીજાં કોઇ માણસો નહોતાં, તેમ જ નજીકમાં કોઇ સંદેશો કહેવા જાય તેવું માણસ મળવાનો પણ સંભવ નહોતો એટલે પોતાની જાતે જવાનું જ તેણે વાજબી માન્યું. પાછળ **શાંતિરાય**નું શરીર એકલું રઝળતું પડ્યું રહેશે તે વિચાર પણ તેના ચિત્તમાં ઉઠ્યો ખરો, પરન્તુ પ્રભાત થતાં તો પોતે બીજાં માણસો સાથે પાછો ફરશે એવી તેની હિમત હોવાથી રાતની રાત **શાંતિ**-રાયનું શરીર તે ઝાડ તળે પડ્યું રહે, તેમાં કાંઇ તેને વાંધા જેવું જણાયું નહિ. **ભદ્રાવતી** તરફ જવાનો માર્ગ ઘણો કપરો હતો અને વળી રાત્રિ અંધારી હતી, એટલે ઘોડેસ્વાર-

ને માર્ગમાં પણ કેટલીક મુશ્કેલીઓ વેઠવી પડી. કોઇ કોઇ વાર આડફેટે રસ્તે તે ચડી જતો અને કોઇ વાર કાંટાની વાડોમાં તથા ઝાંખરામાં જઇને ભરાઇ પડતો. પાસે ઘોડો હોવા છતાં ભદ્રાવતી પહોંચતામાં લગભગ પરોઢ થવા આવ્યું. ઘોડેસ્વારે પોતાના ઉપરી અમલદારને એ શોકજનક વર્તમાનથી જાણીતો કર્યો.

ઉપરી જમાદાર ગભરાયો અને સત્વર તેણે રાજદરબારમાં જઇ **લક્ષ્મણસિંહ**ને એ ખબર આપ્યા. **લક્ષ્મણસિંહ**ના ચિત્તમાં પણ તેથી ઉદ્વેગ પેઠો અને તે સાથે લૂંટારાઓ ઉપર સખ્ત ગુસ્સો ચડ્યો. તેણે આવેશમાં આવી જઇને કહ્યું: "**અમરસિંગ**! તમે અત્યારે ને અત્યારે તમારે જોઇએ તેટલાં માણસો લેઇને એ લૂંટારાઓને પકડી મારી પાસે લાવો. હું **શાંતિરાય**ને માટે બીજી કાંઇ ગોઠવણ કરૂં છું."

"પણ મહારાજ!"—**અમરસિંગ** કાંઇક કહેવા લાગ્યો.

**લક્ષ્મણસિંહે** વચ્ચમાં કહી વાળ્યું: "અત્યારે એ કાંઇ સાંભળવાનો વખત નથી. એ હરામખોરોને મારી મારીને જેર કરવા જોઇએ છે! જેને તેને હેરાન કરે છે અને હવે તો તેઓ ખૂન કરતાં પણ શીખ્યા; બસ, હવે તો હું તેમની પૂરેપૂરી ખબર લેઇશ. તમે અત્યારે જાઓ અને સ્હવારમાં હું પણ તે તરફ આવું છું; જોઉં છું કે તે હરામખોરો હવે ક્યાં સુધી તોફાન કરી શકે છે? ચંદનડુંગરી તરફ જ જજો, તેઓ ઘણું કરીને એ બાજુએ જ ભરાઈ બેસે છે એમ મેં સાંભળ્યું છે. અને **રામસિંગ**! તું બીજાં દશ

માણસોને લેઇને શાંતિરાય પડ્યો હોય ત્યાં જા. પણ રહે, શું શાંતિરાય ખરેખર મરી જ ગયો છે ? વિદ્યાસાગરના મરણના ખબર સાંભળવાથી શું તેનો જીવ ઉડી ગયો ? બહુ નવાઇની વાત છે. હૃદયને એટલો બધો ધક્કો "—

"હા, મહારાજ ! હું ખરેખરી વાત કહું છું ! તેનું શરીર ઠંડુંગાર બની ગયું છે. મેં તેનું આખું શરીર તપાસ્યું છે."

"નાડી–હૃદયનો ધબકારો એ બધું તપાસ્યું છે ?"

રામસિંગ જવાબ આપતાં જરા અચકાયો, તોપણ હિંમત બતાવતો બોલ્યો: "હા, મહારાજ ! તે તપાસ્યા વિના શું હું કહેતો હોઇશ ?"

"અરે રે, ગરીબ બિચારો વાણીયો મિત્રની પાછળ મૂઓ ! વિદ્યાસાગર ગયો અને તે પણ ગયો ! ખરેખર, અત્યારના વખતમાં આવા ભાઇબંધો ભાગ્યે જ કોઇ હશે ! વિદ્યાસાગર પણ ભારે હોંશિયાર માણસ હતો. સુમતિને "— લક્ષ્મણસિંહ શોક કરતો બોલતો હતો એટલામાં કાંઇક ગરબડ હોવાની શંકાથી જાગી ઉઠેલી સુમતિ પણ ત્યાં આવી પહોંચી અને જ્યાં પિતાના મુખમાંથી પોતાનું નામ બોલાતું હતું ત્યાં તે સામે આવીને બોલી: "શું છે બાપુ ? મને કેમ સંભારવી પડી ?"

"આ રામસિંગ ખબર લાવ્યો છે કે પેલા લૂંટારાઓએ વિદ્યાસાગરને મારી નાંખ્યો અને તેનો મિત્ર શાંતિરાય જે તેની શોધને માટે ગયો હતો, તે પણ પોતાના

મિત્રના મરણના શોકોત્પાદક સમાચાર સાંભળી એકાએક મરણ પામ્યો છે!"

"હેં, બાપુ! આ શું કહોછો? શું તે બન્ને બિચારા મરણ પામ્યા? અરે રે! કેવા સુશીલ માણસો! ખરેખર, આ તો એક સ્વપ્ન જ થઇ ગયું છે; બાપુ! આ લૂંટારાઓની બરાબર ખબર લેવી જોઇએ હો! આવું તોફાન અને તે પણ આપણી સીમમાં તો ખરેખર મોટો અનર્થ ઉપજાવનારૂં લેખાય. અરેરે, પણ શું બિચારા બન્ને મિત્રો પરલોકવાસી થઇ ગયા? બહુ માઠો બનાવ બન્યો છે."

લક્ષ્મણસિંહે પુત્રીને કહ્યું: "એ લૂંટારાઓને હવે પૂરતી શિક્ષાએ પહોંચાડવાનો જ મેં નિશ્ચય કર્યો છે. અમરસિંગને અત્યારે માણસો સાથે મોકલું છું, અને પાછળ હું પણ જઇ પહોંચું છું! હવે તો લૂંટારાઓ બહુ જ ત્રાસજનક થઈ પડ્યા છે. એ રસ્તેથી કોઇ પણ વટેમાર્ગુ લુંટાયા વિના આવતો નથી."

અમરસિંગ ગયો અને વીશ ઘોડેસ્વાર સિપાઇઓ સાથે લૂંટારાઓની સામે ચડ્યો. રામસિંગ પોતાની સાથે દશ માણસોને લેઇને શાંતિરાય પડ્યો હતો તે જગ્યાએ જવા માટે નીકળ્યો.

* * * * *

લગભગ સ્હવાર થઇ જવા આવ્યું હતું. પરોઢની ઠંડી લહરિઓ ત્વચાને શીતળ બનાવી સ્પર્શસુખ આપવા લાગી. પક્ષીઓનો કલરવ શ્રવણગોચર થવા લાગ્યો. ઉષા પૂર્વ દિશા-

ની ક્ષિતિજને આછા કસુંબી રંગની ઓઢણી પહેરાવવા લાગી અને ધીમે ધીમે પોતે પણ તારા–ટીપકીવાળું નીલ વસ્ત્ર ત્યજી દેઇને ઉજ્જવલ શ્વેત વસ્ત્ર પરિધાન કરી પ્રભાતનું સ્વરૂપ ધારણ કરવા લાગી. મૂચ્છિંત થએલો **શાંતિરાય** શીતળ વાયુ-લહરિના કૃપાપ્રસાદથી સચેતનાવસ્થામાં આવ્યો અને આસ-પાસ નજર કરી આશ્ચર્ય પામવા લાગ્યો. પોતાની સાથેનો ઘોડેસ્વાર અત્યારે તેની પાસે નહોતો, તેનો અશ્વ પણ નહોતો કે બીજો કાંઇ સામાન નં હતો. પોતાનો અશ્વ જે નજીકમાં ઘાસનાં તરણાં ચરતો ચરતો ફરતો હતો, તે પણ આસપા-સમાં ક્યાંય જોવામાં આવ્યો નહિ અને **શાંતિરાય** તે સઘળો વિચિત્ર પ્રકાર જોઇને આશ્ચર્યચકિત થઇ ગયો. પોતે રાત્રે જે સ્થળે બેઠો હતો તે જ એ સ્થળ હશે કે કેમ તે બાબત પણ તેના ચિત્તમાં શંકા સ્ફુરી. ગાઢ અંધકારને લીધે રાત્રે તે સ્થળની આસપાસની કાંઇ નિશાનીઓ ઓળખી શકાઇ નહોતી, એટલે પોતે અત્યારે બેઠો હતો તે સ્થળ બદલાએ-લું હશે કે કેમ તે બાબત તે કાંઇ નિશ્ચય કરી શક્યો નહિ. પહેલાં તો પોતે આ સ્થળે ક્યાંથી આવી ચડ્યો છે તેની વિસ્મૃતિ થઈ જવાથી કેવળ દિગ્મૂઢ જ બની ગયો હતો, પર-ન્તુ જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ ગઇ રાત્રિનું અને વિદ્યાસાગર વિષે મેળવેલા ભયંકર સમાચારનું દુઃખી સ્મરણ તેના ચિત્તમાં ઉભરાઇ આવ્યું અને અંતર્ શોકાર્ત્ત બની ગયું. "વિદ્યાસાગરની પાછળ હું શું કરી નાં-ખું, તે ગયા પછી મારે પણ શામાટે જીવતા રહેવું જોઈએ?

પણ આ સઘળું સ્વપ્ન છે કે જાગૃત છે? મારા હૃદયના ગભરાટને હું કેવી રીતે દૂર કરૂં? પોકળ શ્રાદ્ધ કરૂં? અરણ્યરૂદન કરૂં? તે વિના, હૃદયમાં ભરાઇ રહેલી ગભરામણ શી રીતે દૂર થશે?" એવી એવી સેંકડો ઊર્મિઓથી તેનું મગજ ધણધણી ઉઠ્યું.

જોતાં જોતાંમાં સૂર્યનાં કિરણોએ સૃષ્ટિસુંદરીને સોનેરી પાલવવાળી સાડીનું દાન કર્યું અને ગભરાઇ ગએલા **શાં**તિરાયના ચિત્તમાં ગભરામણનું સ્થાન "હવે શું કરવું?" એ વિચારે લીધું. ઘોડેસ્વાર પોતાને મૂર્છિતાવસ્થામાં ત્યજીને ચાલ્યો ગયો, તેના પર ક્ષણિક રોષ ઉત્પન્ન થયો. પોતાનો ઘોડો કયાં જતો રહ્યો તે જોવાને ઊભો થયો તો દૂરથી કોઇ એક ખેડૂત ઘોડાને દોરતો દોરતો ચાલ્યો આવતો જણાયો. થોડી વારમાં ખેડૂત ઘોડા સાથે **શાં**તિરાય જ્યાં ઊભો હતો ત્યાં આવ્યો અને **શાં**તિરાયના એક અમલદારના જેવા વેશને જોતાં જ ગભરાયો, તોપણ વિવેકપુરઃસર તે બોલ્યોઃ "બાપજી! આ ઘોડો આપનો છે કે?"

"હા, ભાઇ! કેમ હતું?"

"અમે ગરીબ કહેવાઇએ માબાપ! મારૂં ખેતર હજી પૂરૂં ઉછર્યું નથી, એટલે શું કરૂં? નહિતો આપનો ઘોડો પાંચ કોળી ઘઉં ખાઇ જાય તો કાંઈ વાંધો નહોતો. આપે રાત્રે ત્યાં ઘોડાને ચરવા મેલ્યો હશે, પણ હું શું કરૂં ભાઇ શાબ? મજ રંકનો ગુન્હો માફ કરજો."

"ભાઇ, તેમાં તેં કાંઇ ગુન્હો કર્યો નથી; ઉલટો

ઘોડાને લાવી આપી મારા પર ઉપકાર કર્યો છે. ” **શાંતિ-રાયે** કહ્યું.

“ એમ હોય કાંઇ શાબ ? અમે તો આપના ચરણુની રજ કહેવાઇએ. પણુ આપ કાંઇ આ મલકમાં અજાણ્યા જણાવ છો ? ” ખેડૂતે પૂછ્યું.

“ હા, ભાઇ ! હું અજાણ્યો છું. રાત્રે ઘોડાને મેં કાંઇ તારા ખેતરમાં ચરવા મેલ્યો નહોતો પણુ તે ચરતો ચરતો તારા ખેતરમાં આવ્યો હશે. તેણે તને કાંઇ નુકસાન તો કર્યું નથી ને ? ”

“ ના બાપજી, નુકસાન તો શું ? કાંઇક ભેંજવાડ કર્યો છે, તોપણુ ઘોડો સોંઝા છે. સપાઇ લોકોના ઘોડા તો આખા ખેતરનાં ખેતર બગાડી મેલે છે. લ્યો, ભાઇ શાબ, ગુન્હો માફ કરજો, હું જઉં છું. ”

“ જરા ઊભો રહે ભાઇ, મારે તને કેટલુંક પૂછવું છે. આટલામાં કયાંક લૂંટારાઓ રહે છે ને ? તે કયાં રહે છે ? ” **શાંતિરાયે** પૂછ્યું.

“ ચંદણડુંગરીની નજીકમાં ક્યાંક રહે છે, પણુ મને તેની બરાબર ખબર નથી. જો જો, ભાઇ શાબ, ભૂલે ચૂકે એટલામાં કયાંય જતા નહિ; હરામખોરો આજકાલ તો બહુ જ ફાટી ગયા છે. ”

“ ચંદનડુંગરી તરફ કયાં થઇને જવાશે ? ”

“ આ કેડીએ કેડીએ ચાલ્યા જાવ. અહીંથી એકાદ ગાઉસુધી તો ગાડાનો ચીલો આવશે, પણુ પછી નાની નાની

કેડીઓ આવશે, તે મારગે મારગે ચાલ્યા જજો. પણ જોજો, રખે લૂંટારાને હાથ પડતા; આટલામાં એમનો ભો બહુ છે બાપજી ! ”

“ કાંઇ ફીકર નહિ; તારે હવે જવું હોય તો જા. ” **શાંતિરાયે** ખેડુતને રજા આપી, અને ખેડૂત ‘ રામ રામ ’ કરી ગયો.

વિદ્યાસાગરના મરણ વખતે વટેમાર્ગુએ આપેલા ખબર પૂરેપૂરી રીતે ચોક્કસ નહોતા. વિદ્યાસાગરને મારી નાંખવાની વાતો તેમણે કરેલી તે વટેમાર્ગુએ સાંભળેલી, પરન્તુ પછી તેને મારી નાંખવામાં આવ્યો હશે કે કેમ તે તેણે ચોક્કસ કહ્યું નહોતું. **શાંતિરાયને** તે ચોક્કસાઇ કરવાની ઇચ્છા થઇ આવી અને લૂંટારાઓને મળવાનો જ તેણે નિશ્ચય કર્યો. વિદ્યાસાગરની પેઠે પોતાને પણ જો લૂંટારાઓ મારી નાંખે તો તે પોતાને વધારે સુખી માનતો હતો અને જો પોતાને તેઓ લૂંટી લે તો તેની પાસે માત્ર એક ઘોડા વિના લૂંટી લેવા જેવું કાંઈ પણ નહોતું. પણ તે સઘળા ભોગે વિદ્યાસાગરની અવસ્થાની પૂરેપૂરી તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો અને ખેડૂતે બતાવેલા માર્ગે અટકળે અટકળે ચંદનડુંગરી તરફ અશ્વપર બેસી પ્રયાણ કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૨ જું.

## ભેટો.

ભદ્રાવતીમાંથી બ્હારે ચડેલો અમરસિંગ પોતાની સાથેના વીશ ઘોડેસ્વારો સાથે ચંદનડુંગરીની લગભગમાં આવી પહોંચ્યો, ત્યારે સૂર્ય કેટલોક ચઢી ગયો હતો. લૂંટારાઓ એટલામાં ક્યાંક રહેતા હોવાનું સૌ કોઈ જાણતા હતા, પરન્તુ તેઓ કયે ચોક્કસ સ્થળે રહે છે તે કોઇના પણ કળવામાં આવી શક્યું નહોતું. મૂળે ચંદનડુંગરીપર જંગલી ભીલોનો વાસ અને વળી ચંદનનાં વૃક્ષોની વિપુલતા હોવાથી સર્પોનો ભય હદપાર હતો એટલે સામાન્ય માણસની હિંમત તો તે પ્રદેશમાં જવાની ચાલતી જ નહિ. ચંદનડુંગરી ફરતો રણવગડો બબ્બે ગાઉ સુધી એક સરખો નિર્જન અરણ્યના જેવો દેખાતો હતો અને કોઈ કોઇ સ્થળે છૂટાં છવાયાં વૃક્ષો ઊભેલાં દેખાતાં પણ મોટે ભાગે તે પ્રદેશ ભયંકર દેખાવ આપતું એક મેદાન હતું. ડુંગરીવાળો પ્રદેશ હોવાથી જમીન પત્થરવાળી હતી અને પત્થરની ખોદવામાં આવેલી કેટલીક ખાણો તો એટલી ઉંડી અને અંધારાવાળી હતી કે તે વિષે લોકોમાં તરેહવાર વાતો ચાલતી. કોઇ તેને ભોંયરૂં કહેતું તો કોઇ કહેતું કે તેમાં ડાકણો રહે છે અને ધોળે દહાડે સોનાની હીંચોળાખાટ પર હીંચે છે! આવી ગુફાઓ એક નહિ પણ ડુંગરીની આસપાસના પ્રદેશમાં અનેક હતી, અને લોકો માનતા કે લૂંટારાઓ તે ગુફામાં જ રહેતા હશે પણ તે કઇ

ગુફામાં તેમ કોઇ ચોક્કસ કહી શકતું નહિ. અમરસિંગ ચંદનડુંગરીની નજીકમાં આવીને થોભ્યો અને પાછળ રહી ગએલા ઘોડેસ્વારો પોતાની પાસે આવી પહોંચ્યા એટલે તેણે કહ્યું: "આ ડુંગરીની આસપાસમાં લૂટારાઓ રહે છે, પણ તેઓ ક્યાં રહે છે તે આપણે જાણતા નથી. અત્યાર સુધીમાં કોઇ આપણી નજરે પણ પડ્યું નહિ; માટે હવે આપણે એમ કરીએ. પાંચ પાંચ જણા ચાર ટુકડીઓમાં વહેંચાઇ જઇને આ બધી ખાણોમાં તપાસ ચલાવીએ. તેમ કર્યા સિવાય તેઓ હાથ આવશે નહિ."

અમરસિંગની આ વાત સૌ ઘોડેસ્વારોને ગમી અને ચાર જૂદી જૂદી દિશાએ પાંચ પાંચ ઘોડેસ્વારો વેરાઇ ગયા. અમરસિંગ પોતાની સાથેના પાંચ ઘોડેસ્વારો સાથે પૂર્વ દિશામાં આવેલી ખાણો તપાસવાને ચાલ્યો. એકાદ પહોર દિવસ ચડી ગયો હતો અને ઘોડાઓ કપરા માર્ગમાં થઇને ઘણે દૂર આવ્યા હતા, છતાં હજી તેઓ તાજા જ જણાતા હતા. પહેલા પહોરનો સૂર્ય કાંઇ બહુ તીવ્ર જણાતો નહોતો, તોપણ એક સરખા આતાપથી અને ઘોડાપર બેસવાના પરિશ્રમથી ઘોડેસ્વારો રેબઝેબ થઇ ગયા હતા. એટલામાં ડુંગરી ઉપર કોઈ શિયાળીઉં બોલ્યું! થોડી વાર રહીને વળી ફરીથી તેણે બે ત્રણ તીક્ષ્ણ બૂમો પાડી. દક્ષિણ દિશાએથી કૂતરાનો ભોં ભોં અવાજ સંભળાયો અને તે સાંભળીને સૌને આશ્ચર્ય થયું. કામનાથ નામના એક સ્વારે અમરસિંગને કહ્યું: "સાહેબ! આટલામાં જ ક્યાંક માણસની વસતિ હોય તેમ જણાય છે, કારણકે કૂતરાના ભસવાનો અવાજ

આપણા સાંભળવામાં આવ્યો અને કૂતરા હંમેશાં મનુષ્યની વસતિ હોય છે ત્યાં જ રહે છે."

બીજો ઘોડેસ્વાર બોલ્યો: "મનુષ્યની વસતિમાં ભીલ લોકો ડુંગરીપર ક્યાં રહેતા નથી? તેમની પાસેના જ કૂતરાનો તે અવાજ હોય તો?"

અમરસિંગ બોલ્યો: "પણ હું તો એમ જ સમજું છું કે હવે જે વખત જાય છે, તેમાં કાંતો આપણને લૂંટારાઓનો ભેટો થશે અને કાંતો આજે આપણે તેમને શોધી શકવાના નથી એમ જણાય છે. આપણે જે કૂતરા અને શિયાળના અવાજો સાંભળ્યા છે, તે ખરેખરા અવાજ નથી, પણ બનાવટી છે. લૂંટારાનો કોઇ બાતમીદાર આપણને જોઇ ગયો છે અને શિયાળનો અવાજ કરીને તેણે તેમને ચેતવણી આપી વાળી છે, જેનો જવાબ પણ લૂંટારાઓ તરફથી કૂતરાના ભસવા જેવા અવાજદ્વારા મળી ગયો છે! હવે કાંતો લૂંટારા આપણી સામે આવીને ઊભા રહેશે અને કાંતો તેઓ એવે ઠેકાણે સંતાઇ જશે કે આપણે તેમનો પત્તો મેળવી શકવાના નથી."

પોતાના સરદારની આવી પરીક્ષણશક્તિ જોઇને ઘોડેસ્વારો આશ્ચર્ય પામ્યા, અને તેઓમાંનો કોઇ કાંઇ બોલ્યો નહિ. થોડી વારમાં તો દક્ષિણ દિશાએથી ઘોડાનો હણહણાટ સાંભળવામાં આવ્યો અને અમરસિંગે કહ્યું: "હવે ભેટો થવાને થોડી વાર છે, માટે હથિયારો સાથે સજ્જ રહેજો." સૌએ તલવારના મ્યાનપર હાથ નાંખ્યો અને રાઇફલ કારતુસ

સંભાળ્યા. **અમરસિંગે** પૂર્વ દિશા તરફ જવાનું છોડી દઈને દક્ષિણ દિશા તરફ પોતાનો ઘોડો વાળ્યો એટલામાં પાછળથી પણ ઘોડાઓ ખંખારતા સંભળાયા અને સૌએ પાછળ ફરીને જોયું તો છ સાત ઘોડાવાળાઓ પોતાની ભણી ચાલ્યા આવતા જણાયા ! સામેથી પણ આઠ–દસ ઘોડાઓ દેખાયા અને **અમરસિંગ** મોટા ગભરાટમાં પડ્યો. પોતાની સાથેનાં વીશ માણસોને જૂદી જૂદી દિશાએ મોકલવા માટે વહેંચી નાંખવામાં પોતે ગંભાર ભૂલ કરી હતી એમ હવે તેને સમજાયું. લૂંટારાઓ પંદર અને પોતે માત્ર છ જણા જ હતા, એટલે ઝપાઝપીમાં ફાવવાનું તો અસંભવિત જ હતું. હવે કરવું શું તે બાબત સૌને મોટો વિચાર પડ્યો. સામેના આઠ દશ ઘોડા જે અત્યાર સુધી ધીમે ધીમે ચાલ્યા આવતા હતા, તે હવે ધસમસતા આવી પહોંચ્યા અને સમયસૂચક **અમરસિંગે** લૂંટારાઓની સામે થવાનું તો માંડી જ વાળ્યું. તે એકદમ ઘોડાપરથી નીચે ઉતરી ગયો અને પોતાના સાથીદારોને પણ તેમ કરવા સૂચવ્યું. સૌ ઘોડાપરથી ઉતરી ગયા એટલે લૂંટારાઓએ હર્ષનો પોકાર કર્યો અને ઘોડાને ધીમા પાડ્યા. તેઓ પણ પોતપોતાના ઘોડાપરથી ઉતરી પડ્યા. **અમરસિંગ** ઘોડો પોતાના સાથીદારોને સોંપીને લૂંટારાઓની પાસે ગયો અને તે એક વયોવૃદ્ધ ગરાસીયાની પાસે જઈને બોલ્યો: “ કાકા, તમે આ સત્રળો શો અનર્થ કરવા માંડ્યો છે ? જરા વિચાર તો કરો કે તમે કોની પ્રજાને હેરાન કરો છો !”

“ જો દીકરા, હું તને એમ કાંઇ જવાબ આપવાનો

નથી; એક વાર તું મને કહે કે તું કોણ છું, અને ક્યાંથી આવ્યો છું ?" વૃદ્ધ ગરાસીયો કે જેનું નામ સ્વરૂપસિંગ હતું તેણે કહ્યું.

અમરસિંગે કહ્યું: "હું ભદ્રાવતીનો જમાદાર છું અને ગઇ કાલે તમે વિદ્યાસાગર નામના કોઇ વટેમાર્ગુને મારી નાંખ્યો છે એમ મારા સાંભળવામાં આવ્યું છે. એટલે"— અમરસિંગ આગળ બોલતો અટક્યો.

જુવાનિયો રૂપસંગ લૂંટારાઓની ટોળીમાંથી વચમાં બોલી ઉઠ્યો: "એટલે તું અમને પકડવા આવ્યો હોઇશ, કેમ? આવ બચ્ચા, થઇ જા સામો! દેખાય છે તો રજપૂત જેવો પણ રજપૂતો તો સગા ભાઇને મારવામાં પણ પાપ લેખતા નથી!"

"પકડવા આવ્યો છું એમ કાંઇ નહિ, પણ એ વિદ્યાસાગરની ખબર કાઢવા આવ્યો છું કે તેને શામાટે મારી નાંખવામાં આવ્યો છે? તે મુંબઇના એક ગૃહસ્થનો છોકરો છે, અને તેનું ખૂન ભદ્રાવતીની હદમાં થાય તે મહારાજા લક્ષ્મણસિંહને માટે ખરાબ દેખાય છે." અમરસિંગે ખુલાસો કર્યો.

સ્વરૂપસિંગે કહ્યું: "ઠીક બા ઠીક; કહે હવે તારે શું કરવું છે? અમને પકડવા હોય તો પકડી લે અને મારવા હોય તો મારી લે, પણ અમે અમારો ધંધો તો છોડવાના નથી, નથી ને નથી."

અમરસિંગે ડોસાને સમજાવતાં કહ્યું: "પણ કાકા!

તમે તમારી જાત સંભાળો; રજપૂત ગરાસીયાને લૂંટનો આવો નફ્ટ ધંધો શોભે ? જરા વિચાર કરો અને બિચારા વટેમાર્ગુઓને ત્રાસ આપી નિસાસા લેવાનું છોડી દો. ”

“ અમારી લૂંટ ધરમની છે દિકરા; માટે તેવી ચિંતા કરવાનું છોડી દે, અને સીધો ભદ્રાવતીના ગઢમાં પેસી જા. ” સ્વરૂપસિંગે આંખો વિકસાવતાં કહ્યું.

“ પણ વિદ્યાસાગરનું શું થયું તે તો તમે કાંઇ કહેતા નથી. ” અમરસિંગે પોતાનો મુદ્દો આગળ કરીને જણાવ્યું.

“ વિદ્યાસાગર અમારા કબજામાં છે—તેને અમે મારી નાંખ્યો નથી. ” ડોસાએ કહ્યું.

“ ત્યારે તેને તમે છૂટો કરો અને મને સોંપી દો. ”

“ એવો કાંઇ આ ડોસો ગાંડો નહિ તો ! તેને છોડવાનોએ નહિ અને કોઇને સોંપવાનોએ નહિ ! જા, તારા રાજાને કહેજે કે વ્હારે ચડવું હોય તો ચડે, પણ વિદ્યાસાગરને તો અમે છૂટો કરીશું નહિ. તારા રાજાના આખા લસ્કરને પહોંચી વળે એટલાં માણુસ તો મારી પાસે છે ! ”

આ સાંભળીને અમરસિંગ આભો બન્યો. લૂંટારાઓની પાસે માણુસોનું મોટું બળ છે, એમ સાંભળીને તેને નવાઇ લાગી. તેણે કહ્યું: “ પણ એક માણુસને માટે આટલી હઠ પકડવાનું શું કારણ ? ”

“ કારણ એ કે અમે અમારાં રહેઠાણ ઉઘાડાં થવા દેવા માટે હવે તેને છોડનાર નથી; માટે જા, ચાલ્યો જા.

જો, તું રજપૂત છે. માટે તને ચેતાવું છું કે આ વખતે હું તને જીવતો જવા દઉં છું, પણ ફરીથી જો તું અમારી સામે આવ્યો છે તો હતો–નહોતો થઇ ગયો સમજજે ! તારા રાજાને પણ કહેજે કે અમારી સામે થવામાં તે માલ નહિ કાઢે. બસ, હવે જતો રહે. ”

અમરસિંગથી આવો હદ બહારનો ડારો સહન થઇ શક્યો નહિ. તેણે કહ્યું: “ કાકા, તમે રાજાને પણ આટલો બધો ડારો બતાવો છો એ તમને નથી છાજતું. વિચાર કરો, કે ગમે તેમ છે તોપણ તે રાજા છે–હજારોનો પાળક છે. ”

“ હવે જતો રહે ભાઇ, જીવતો જતો રહે ! આ બધા જુવાનીયાના લોહી નકામાં શાને ઉનાં કરે છે ? હવે વધારે કાંઇ બોલીશ નહિ. ” ડોસાએ કહ્યું અને અમરસિંગ ચાલ્યો ગયો. પોતાના ઘોડાપર બેસી સાથેનાં માણસો સાથે પાછો ફર્યો.

મધ્યાહ્ન સુધી તેણે રાહ જોઇને બીજા માણસો જૂદી જૂદી દિશાએ મોકલ્યા હતા તેઓ આવ્યા એટલે અમરસિંગ ભદ્રાવતી તરફ પાછો ફર્યો. માર્ગમાં લક્ષ્મણસિંહ પોતાની સાથે બીજા વીશ ઘોડેસ્વારોને લેઇને આવતો જણાયો. લક્ષ્મણસિંહે આશ્ચર્ય સાથે પૂછ્યું: “ કેમ અમરસિંગ ! પાછા ફરવાનું કારણ શું ? ”

અમરસિંગે સઘળો વૃત્તાંત નિવેદન કરી બતાવ્યો અને કહ્યું: “ મહારાજ ! લૂંટારાઓનું મનુષ્યબળ ઘણું છે:

માટે આપણાં પાંચ-પચીસ માણસોથી તેઓ મ્હાત થઈ શકે તેમ નથી. બસો માણસની ફોજ સાથે આપણે ચડીશું, ત્યારે તેઓને પકડી શકાશે. તેઓ કયાં રહે છે તે સ્થળ જાણવું પણ મુશ્કેલ છે, કારણકે તેઓએ આસપાસ સઘળે બાતમીદારો ગોઠવી રાખેલા છે અને તેમને પકડવા આવનારથી તેઓ હંમેશાં સાવધ ને સાવધ રહે છે. વિદ્યાસાગર જીવતો છે એમ તેમણે કહ્યું છે, એટલે અત્યારે તો આપણી ચિંતા દૂર થઇ છે. ”

લક્ષ્મણસિંહ પણ પોતાના સૈનાનાયકના આવા શબ્દો સાંભળીને ક્ષણભર વિચારમાં પડી ગયો. પોતે પાછા ફરવું કે લૂંટારાઓની સામે થવું તેનો વિચાર કર્યો પણ પોતાનાં ફક્ત ચાળીસ માણસોના બળવડે લુંટારાઓને ઘેરી શકવાનું સંભવિત જણાયું નહિ. વિદ્યાસાગરને તેમણે મારી નાંખ્યો નથી, એ ખબર સાંભળીને લક્ષ્મણસિંહને આનંદ થયો હતો, એટલે તેણે હાલ તુરત તો પાછા ફરવાનું જ નિશ્ચિત કર્યું. ત્યાંથી સૌ પાછા ફર્યા, એટલામાં શાંતિરાયના મુડદાનો અગ્નિસંસ્કાર કરવાને ગએલો રામસિંગ પોતાની સાથેનાં માણસોને લેઈને પાછો આવતો દેખાયો. લક્ષ્મણસિંહે તે આવતાં સુધી રાહ જોઈ. રામસિંગે આવતાં વાંત જ ખબર આપ્યા: “ મહારાજ ! શાંતિરાયનું મુડદું તો ત્યાં છે જ નહિ ! શી ખબર કોણ તે લેઈ ગયું હશે ! ”

આ ખબરે સૌને આશ્ચર્યમાં ગરક કર્યા. લક્ષ્મણસિંહે કહ્યું: “ પણ શાંતિરાય જીવતો નહોતો એમ તું શા ઉપરથી કહે છે ? તે જીવતો હોય અને મૂર્ચ્છામાંથી જાગ્યા પછી

તને પોતાની પાસે નહિ જોનાં ક્યાંય જતો રહ્યો હોય એ-
મ કેમ ન બને ? "

" હા મહારાજ, તે જીવતો હોય તો એમ બને ખરૂં,
પણ તે જીવતો જ નહોતો ! ખરેખર, લૂંટારાઓ તેનું મુડદું,
ઘોડો વગેરે સઘળું લેઇ ગયા હશે ! " રામસિંગે પોતાની
કલ્પના કહી સંભળાવી.

" લૂંટારાઓને વળી મુડદાનું શું કામ ? પણ તું મને
એક વાર કહે કે શાંતિરાય મરી ગયો હતો એવી તેં શી
ખાત્રી કરી હતી ? "

" તેના હાથ, પગ, માથું, તાળવું એ બધું મેં
તપાસ્યું હતું તો મને ઠંડું ગાર જણાયું હતું. "

" પણ હૃદયના ધબકારા, નાડી, વગેરે કાંઇ જોયું હતું ?"

" ના, પણ તે જોવાની જરૂર શી ? હાથ પગ ઠંડા
થાય એટલે માણસ મરી જ જાય ! "

" જા, જા, દોઢડાહ્યા ! " લક્ષ્મણસિંહે તિરસ્કાર-
પૂર્વક કહ્યું: " ઠંડી હવાથી પણ હાથ પગ તો ઠંડા થઇ
ગએલા જણાય, તેથી શું કાંઈ માણસ મરી ગયો
કહેવાય ? "

સૌ સમજી ગયા કે રામસિંગે કાચી તપાસમાં આ
સઘળો ગોટાળો વાળ્યો હતો. લક્ષ્મણસિંહના ઠપકાથી રામ-
સિંગ શરમીંદો પડી ગયો. સૌ મંડળી ભદ્રાવતી તરફ પાછું
ફર્યું. વિદ્યાસાગર અને શાંતિરાય બન્ને જીવતા હોવાના
ખબર સુમતિને મળ્યા અને તેને હર્ષ થયો.

# પ્રકરણ ૩ જું.

---

## શાંતિરાયના ઉચ્ચ ભાવ.

તારૂં ગયું કમળ મૃત્યુતણે બિછાને,
ત્યાં સૌ જશે, જગત તો બ્રહ્મ છાબડું છે;
આ પ્રેમ શો ? રૂદન શું ? દુખદાહ શાને ?
તું કોણ ? તે સમજ બાપ ! જરા ઉભો રહે.

**કલાપી.**

પોતાની મેળે લૂંટારાઓના હાથમાં જઇ પડવા નીકળેલા **શાંતિરાયને** પોતાના માર્ગમાં કયાંય પણ લૂંટારાઓ મળ્યા નહિ. ડુંગરીની તળેટી પાસે આવતાં તે ડુંગરીપર ચડ્યો પણ લૂંટારાઓનો ભેટો થયો નહિ. કેડીએ કેડીએ તે આગળ ચાલવા લાગ્યો અને અજાણતાં યોગી **આનંદગિરિની** ગુફાની પાસે આવીને ઉભો. ગુફાની બહાર એક વૃક્ષની ડાળીઓ ઉપર બે ત્રણ નાનાં નાનાં વસ્ત્રો ધોઇને સૂકવેલાં તે ફરફરતાં હતાં. વૃક્ષની નીચે લાકડાનો એક નાનો ઢગલો બળતો હતો અને તેની પાસે એક કમંડલુ પાણીથી ભરેલું પડેલું હતું, જેમાંથી બે પોપટ ચીંચીં રવ કરતા પાણી પીતા ઉડી ગયા. **શાંતિરાયે** આ સઘળી સામગ્રી જોઇને તે કોઇ સાધુ પુરૂષનું નિવાસસ્થાન હશે એમ અનુમાન કર્યું અને એવો સંભવ પણ તેના ચિત્તમાં પેદા થયો કે કદાચિત્ તે ગુફા સુપ્રસિદ્ધ યોગી **આનંદગિરિની** હોય કે જ્યાં જવા માટે વિદ્યાસાગર **ભદ્રાવતીમાંથી** ગુપચુપ નીકળી ગયો હતો. અશ્વને એક વૃક્ષની સાથે બાંધીને **શાંતિરાયે** ગુફામાં પ્રવેશ કર્યો તો એક

લાકડાના બનાવેલા ચપ્પુવડે થોડાં ફળને કાપવાના કામમાં રોકાએલ યોગી તેની દૃષ્ટિએ પડ્યો. **શાંતિરાયે** તેને નમસ્કાર કર્યાં અને યોગીએ કાંઇક કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી તેની સામે નજર કરી. **શાંતિરાયે** નીચે બેસતાં બેસતાં કહ્યું: " યોગી આનંદગિરિ આપ પોતે તો નહિ ? "

" આ સ્થૂળ દેહને કેટલાક સંસારીઓ એ અભિધાનથી બોલાવે છે ખરા. " યોગીએ ઉત્તર આપ્યો અને આગળ પૂછ્યું: " તું કોઇ આ પ્રદેશનો નવીન અતિથિ જણાય છે. "

"હા, મહારાજ, આ પ્રદેશમાં હજી હું બે દિવસથી જ આવ્યો છું. મારો એક મિત્ર વિદ્યાસાગર આ પ્રદેશમાં આવી ચડેલ છે, તે કોઇ સ્થળે ભૂલો પડ્યો હોય એમ લાગે છે; હું તેને શોધવા માટે નીકળ્યો છું." **શાંતિરાયે** કહ્યું.

" **વિદ્યાસાગર** ? એ નામનો એક યુવક અત્ર થોડા દિવસ અગાઉ આવ્યો હતો ખરો; તે **ભદ્રાવતીના** રાજાનો અતિથિ થયો છે. "

" પણ **ભદ્રાવતીથી** તે આપની સેવામાં ઉપસ્થિત થવા માટે નીકળેલો, તે આટલામાં ક્યાંક ભૂલો પડ્યો હોવા સંભવ છે; એવા માઠા સમાચાર પણ મેં સાંભળ્યા છે કે આ પ્રદેશમાં ત્રાસ મચાવી રહેલા લૂંટારાઓએ તેને પકડીને મારી નાંખ્યો છે. " આ શબ્દો બોલતાં **શાંતિરાયનો** કંઠ ભરાઇ ગયા જેવો થઇ ગયો.

" બહુ સુશીલ યુવક, તેનું શું મરણ થયું ? પણ

સ્થૂળ દેહના મરણને માટે શોક શામાટે કરવો ? દરેક પ્રાણી-ને મરણ હિતાવહ છે, કારણકે તે આત્માને ઉન્નત કરવાના એક દ્વારરૂપ છે. તારા મિત્રના દેહના નાશ માટે તને શોક થાય છે શું ? તું તેના સ્થૂળ દેહનો હિતૈષી છે કે તેના આત્માનો હિતૈષી છે ? ”

“ ઉભયનો, મહારાજ ! ”

“ તો તું શોકાર્ત ન થા. મરણથી આત્માનું હિત સધાય છે અને સ્થૂળ દેહનો આધાર પણ આત્મા ઉપર જ અવલંબીને રહેલો છે, વત્સ ! પણ જો તું સ્વાર્થી જ માત્ર હોય તો ખરેખર તારા મિત્રના સ્થૂળ નાશ સાથે તારા સ્વાર્થનો નાશ થવાથી તને શોક થવો જ જોઇએ, કારણકે જગત્ આખું સ્વાર્થપરાયણતામાં જ ભ્રમણ કરી રહેલું છે.”

“ યોગીરાજ ! મિત્રના સંશોધનને અર્થે નીકળેલો એવો હું શું સ્વાર્થી છું ? મારો મિત્ર જીવતો રહે તો તેથી મને કાંઇ પાંચ પૈસા મળતા નથી કે મારો સ્વાર્થ સધાયો લેખાય અને હું સ્વાર્થી સિદ્ધ થયો ગણાઉં. ”

યોગીએ સ્મિત કરીને કહ્યું: “ તમે સંસારીઓ પૈસાની પ્રાપ્તિમાં જ સ્વાર્થની સમાપ્તિ થએલી માનો છો ! કહે તારૂં મિત્ર તરીકેનું પ્રેમબન્ધન અખંડિત રહે એવું તું ઇચ્છે છે કે નહિ ? ”

“ હા. ”

“ થયું, એ જ તારો સ્વાર્થ. આ સ્થૂળ દેહનો રાગ અને સ્થૂળ દેહીનું પ્રેમબંધન એ કાંઇ આત્માને રૂચિકર નથી. તારૂં પ્રેમબંધન અખંડિત રહે એવી તારી ઇચ્છા

જ તારા મિત્રના આત્માને ઉન્નત થતો અટકાવશે. સાંસારિક પ્રેમબંધનની વાસનાવાળા કેટલા જીવો આ સંસારમાં પરિભ્રમણ કરી રહેલા છે તે તું જાણે છે?"

"પ્રેમ તો ઘણાઓમાં જોવામાં આવે છે."

"અરે, પણ એ સ્થૂળ પ્રેમબંધનથી સ્થૂળ દેહનો નાશ થયા છતાં કરોડો આત્માઓ પરિભ્રમે છે અને તેમનું એ પરિભ્રમણ તેમના આત્માની ઉન્નતિને અટકાવનારૂં થઇ પડે છે; તો વત્સ! તારો મિત્ર જો મરી ગયો હોય તો તારા શોકની જ્વાળાથી તેના આત્માને તું શામાટે દુઃખી કરે છે? તું તારા પ્રેમબંધનની અખંડિતતાના સ્વાર્થને રડે છે, પરન્તુ તેથી તારા મિત્રના આત્માને તું કેવો શત્રુરૂપ થઇ પડે છે તે તું જાણે છે?"

"આપ કહો છો તેમાંનું હું કાંઇ પણ સમજી શકતો નથી."

"ચિત્તને જરા સ્થિર કરીને સાંભળ. તારા મિત્રના સ્થૂળ દેહનો નાશ થઇ ગયો હશે પણ તેના અમર આત્માનો તો નાશ નહિ થયો હોય એમ તું માને છે ખરો કે નહિ?"*

---

*जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च
तस्मादपरिहारार्थे न शोकं कारयेद् बुधः ॥

જે ઉત્પન્ન થાય તેને મૃત્યુ અવશ્ય છે, તથા જે મરણ પામે તેને જન્મ અવશ્ય છે (અર્થાત્ સ્થૂળ દેહનું મરણ થાય છે, પરન્તુ આત્માનું મરણ થતુંજ નથી) એ રીતના બેઉ પ્રકાર અવશ્ય છતાં નિરર્થક શોક શામાટે કરવો? (ગરૂડપુરાણ)

સુ. વ.

" હા. "

" આત્મા હવે આ મૃત્યુલોકમાં નથી છતાં તેનો નાશ થયો નથી જ. તારા આત્મા સાથે તેનો-તે આત્માનો કાંઇ સંબંધ હશે એમ તું માને છે કે ?"

" તેની શી ખબર પડે ? જો કાંઇ પણ સંબંધ હોવાનું લેખીએ તો તે માત્ર એટલું જ કહેવાય કે હું તેનું સ્મરણ કરીને શોકાર્ત થઉં છું. તે સ્મરણની સૂક્ષ્મ સાંકળથી અમારા બન્નેના આત્મા જોડાયા હોય. "

" તું તારા મિત્રને જેમ વધારે સંભારે, તેના મરણથી જેમ વધારે શોકાતુર થાય તેમ તે સૂક્ષ્મ સાંકળથી બંધાએલો તારા મિત્રનો આત્મા પુનઃ આ મૃત્યુલોક તરફ ખેંચાય કે નહિ ? "

" ખેંચાવો જોઇએ, મહારાજ ! "

" તારા મિત્રનો આત્મા મૃત્યુલોકમાં હવે નથી, છતાં તારા સ્મરણથી-તારી શોકાતુરતાથી-તારા પ્રેમબંધનથી તે મૃત્યુલોક તરફ ખેંચાય, તથાપિ તારી પાસે આવીને તે તને ભેટી પડી શકે નહિ, તને ભેટવાની પોતાની વાસનાને તે પૂરી કરી શકે નહિ; તો તેના આત્માને કંઇ દુઃખ થાય ખરૂં કે?"

" આપણને મૃત્યુલોકમાં આપણી ઇચ્છા પૂરી નહિ થવાથી દુઃખ થાય છે, તો તે આત્માને પણ થવું જોઇએ. પણ તે આત્માને વાસનાશક્તિ હશે ? તે વાસના તેને ન હોય તો દુઃખની લાગણી કેમ થાય ? મરણ પામ્યા પછી માણુસનો આત્મા કાંઈ પણ લેપથી રહિત હશે કે ?"

"નહિ જ. નિર્લેપ આત્માઓ તો નિર્વાણ અથવા મોક્ષને પામેલા જ માત્ર હોય છે; બીજા સઘળા આત્માઓ સત્ અસત્ કર્મના લેપથી પરિવેષ્ટિત છે. મૃત્યુલોકમાંથી પ્રયાણ કરી ગએલા આત્માઓને આપણી પેઠે સ્થૂળ શરીર હોતું નથી. પરન્તુ માત્ર ઇચ્છાશરીર જ હોય છે. વાસનાના સૂક્ષ્મ દેહથી જ તે આત્માઓ વીંટળાએલા હોય છે, એટલે તેમની વાસનાઓની તૃપ્તિ–અતૃપ્તિના પ્રમાણમાં તેમને સુખ દુઃખ થાય; એટલું જ નહિ પણ ત્યાં તો તેમને કેવળ ઇચ્છાશરીર જ હોય એટલે મૃત્યુલોકના માનવીઓ કરતાં તેમને સુખ-દુઃખની લાગણી બહુ જ થાય. વત્સ ! તારૂં પ્રેમબંધન, તારી શોકાતુરતા તારા મિત્રના આત્માને પણ દુઃખી કરે. તારા મિત્રને સુખ કરવા આવેલો તું તેના આત્માને શામાટે દુઃખી કરે છે ? શામાટે તેને ભ્રમણ કરાવે છે ?"

શાંતિરાય મરણ પામેલા શરીરના આત્માના દુઃખને સમજ્યો અને ચૂપ રહ્યો. યોગીએ આગળ ચલાવ્યું: "આત્માને શાંતિ તે સુખ અને અશાંતિ તે દુઃખ. માત્ર માનસ શરીર હોય એટલે સ્થૂળ દેહના મોજશોખમાં સુખ અને તેના વિયોગમાં દુઃખ જેવી રીતે મૃત્યુલોકમાં મનાય છે તેમ ત્યાં મનાતું નથી.* તારા મિત્રને તારા પ્રેમબંધનની અખંડિ-

---

*સૂક્ષ્મ દેહને પડતા દુઃખના સંબંધમાં સામાન્ય માણસો સમજે તેટલા માટે 'ગરૂડપુરાણ'માં નીચેનું સ્થૂળ વર્ણન છેઃ

**श्लेष्माश्रुबांधवैर्मुक्तं प्रेतो भुंक्ते यतोऽवशः ।**
**अतो न रोदितव्यं हि तदा शोकान्निरर्थकात् ॥**

તતા ઈચ્છનારો એવો તું તારા સ્વાર્થને માટે સંભારી શોકાતુર થા નહિ અને તારા મિત્રના આત્માને અશાંતિમય બનવી તેના શત્રુના સરખો થા નહિ. ”

“ મહારાજ ! હું સમજ્યો; સ્થૂળ દેહની શાંતિ–અશાંતિ એ સુખ દુઃખ નથી, પણ આત્માની શાંતિ–અશાંતિ એ જ વાસ્તવિક સુખ દુઃખ છે. એ પરમ શાંતિ જ સત્ય છે, એ સત્ય, પણ મહારાજ ! જો મરણ પામેલા માણસો પાછળ શોક કરવો એ વ્યર્થ હોય અને તેની પાછળ શોક કરનારાઓ

---

બાંધવાદિકે લીંટ તથા આંસુ પાડ્યાં હોય, તે પ્રેતને અવશ્ય ભક્ષણ કરવાં પડે છે; માટે એ નિરર્થક શોકથી પરાવૃત્ત થવું.

**यदि वर्ष सहस्राणि शोचतेऽहर्निशं नरः ।**
**तथापि नैव निधनं गतो दृश्येत कर्हिचित् ॥**

કારણકે રાત્રિ અને દિવસ હજારો વર્ષ સુધી શોક કરે તો પણ મરણ પામનાર ફરીથી દેખાનાર નથી.

* * * *

મરણ પામેલાના આત્માને તેના સાંસારિક કુકર્મો બદલ નરકાવાસમાં પરમાધામીઓ અત્યંત દુઃખ આપે છે, જેવાં કે શરીરને માર મારવામાં આવે છે, વગેરે; તે સ્થૂળ દુઃખોનું વર્ણન જૈન ગ્રંથોમાં છે; મરણ પામેલાના શરીરને ત્યાગી જનાર આત્મા કાંઇ સ્થૂળ હોતો નથી. પરન્તુ સ્થૂળ દેહધારીઓને તે દુઃખનો ખ્યાલ આપવાને જ તે સ્થૂળ દુઃખોનું વર્ણન હોવું જોઇએ: વસ્તુતઃ તે સ્થૂળ દુઃખોને સૂક્ષ્મ–આંતર્–માનસિક દુઃખો સમજવાં જોઈએ એવું મારું મન્તવ્ય છે. **યુ. વ.**

મરણ પામેલાના આત્માના શત્રુરૂપ હોય, તો શું સંસારમાં જેઓ એ પ્રકારનો શોક કરે છે તેઓ સઘળા સ્વાર્થી કહેવાશે ? બીજું બધું તો ઠીક, પરન્તુ પતિની પાછળ રૂદન કરતી સ્ત્રીને પણ શું સ્વાર્થી કહેવી ?"

યોગીને **શાંતિ**રાયની શંકા સાંભળીને હસવું આવ્યું. તેણે મન્દ સ્મિત કરીને કહ્યું: " એટલે એમ કે સંસારમાં મરણ પામેલાઓ પાછળ રડવાકૂટવાનો રીવાજ ચાલ્યો આવે છે તે બરાબર છે, સારો છે:"—

" ના, ના. "

" ત્યારે એમ કે ઉચિત છે—સ્વાભાવિક છે—જેમ થવું જોઇએ તેમ જ થાય છે."

" ના, ના, મહારાજ ! હું એમ પણ કહેતો નથી. મારૂં કહેવું માત્ર એટલું જ છે કે મરણ પામનાર પાછળ રડવાથી કાંઇ તે મરી ગયું માણસ પાછું આવતું નથી, તો પછી વ્યર્થ રડવું કૂટવું શામાટે ? હું રડવા કૂટવાના રીવાજનો વિરોધી છું, પણ તે વ્યર્થ હોવાના કારણથી જ.*"

---

* મરણ પામેલાની પાછળ રૂદન કરનાર પોતે આર્ત્ત ધ્યાન ધ્યાય છે એ તો સ્પષ્ટ જ છે. ઉવવાઈ સૂત્રમાં આર્ત્ત ધ્યાનનાં ચાર લક્ષણ કહ્યાં છે: **अट्टस्सणं झाणस्स चत्तारि लक्खणा पन्नत्ता तंजहा कंदणया सोयणया तिप्पणया विलवणया** અર્થાત્ આર્ત્ત ધ્યાનનાં ચાર લક્ષણો છે: (૧) આક્રંદ, (૨) શોક, (૩) અશ્રુપાત, (૪) વિલાપ. આ ચારે પ્રકાર આપણા રડવા કૂટવાના રીવાજમાં યથાર્થ ભજવાતા દેખાય છે; અને તે ચારે લક્ષણો એક સાથે જ અમલમાં મેલાય છે ! ઉવવાઈ સૂત્રમાં જ

" ત્યારે તારી સમજમાં હજી અપૂર્ણતા છે. મરણ પામેલા માણસની પાછળ શોક કરવો ન જોઇએ કારણકે તેમ કરવાથી મરી ગએલું માણસ પાછું આવતું નથી, એટલું જ એક કારણ નથી. શોક કરવાથી કે રડવા કૂટવાથી જો મરી ગએલું માણસ પાછું આવતું હોય તો તે શોક ખુલી રીતે સ્વાર્થી ગણાય, સંસારીઓનું તે પ્રેમબંધન પણ સ્વાર્થપૂરતું જ ગણાય અને કેવળ સ્વાર્થબુદ્ધિ તો નિંદ્ય છે જ; પરન્તુ એવી રીતે શોક કરવાથી મૃત્યુલોકમાંથી ચાલ્યા ગએલા તે આત્માને પરલોકની જે કિંચિત્ શાંતિ મળવાનો સંભવ છે તે દૂર થઇને તે કેવળ અશાંતિ ભોગવે છે. આ લોકના માનવીઓનું શોકયુક્ત સ્મરણ તે આત્માના વાસનાશરીરને વધારે ચલ વિચલ બનાવે છે અને વાસના શરીરમાં ઉત્પન્ન થતા તરંગો તૃપ્ત કરી શકવાની અશક્તિને લીધે તે આત્માને વધારે ને વધારે દુઃખ થાય છે. મરણ પામેલા માણસ પાછળ શોક ન કરવો કારણકે તેથી રડનાર –કૂટનારના શરીરને હાનિ થાય છે અને અર્થ તો કાંઇ પણ સધાતો નથી એટલું જ કાંઇ કારણ નથી પણ પરલોકવાસી થએલા આત્માને પણ આધ્યાત્મિક ગેરલાભ થાય

---

વળી આર્ત્ત ધ્યાનના ચાર પ્રકાર કહ્યા છે: (૧) **અમન્યોગ** (૨) **મન્યોગ** (૩) **રોગોદય** (૪) **ભોગેચ્છા.** આ ચારમાંથી મરણ પામેલ સંબંધીના વિયોગથી ઉત્પન્ન થતા શોકને **ભોગેચ્છામાં** જ મૂકી શકાય. **મુ. છો.**

છે* અને તે કારણથી તે રીવાજ સ્થૂળ કારણો કરતાં વધારે તો સૂક્ષ્મ કારણોથી ત્યજવા યોગ્ય છે. ભાઇ! તું પણ તારા મિત્રની પાછળ શોક કરવાનું ત્યજી દઇને તેને શાંતિ મળે એવી ઇચ્છા કર. એ રીતે તેના આત્માનું તું કાંઇક ભલું કરી શકીશ, અને તેનો હિતસ્વી મિત્ર તું ત્યારે જ ગણાઇશ; આમ તો તું તેના શત્રુની ગરજ સારે છે."

યોગીએ કહેલા શબ્દોનું **શાંતિરાયે** શાંતિપૂર્વક મનન કર્યું. તે થોડી વાર સુધી મુંગો રહ્યો અને યોગીના ઉપદેશાત્મક વચનોને હૃદયમાં ઉતારી તેનું શાંતિવડે પોષણ કરવા લાગ્યો. યોગીએ મધ્યાહ્નના ભોજનને માટે તૈયાર કરેલાં ફળ એક બાજુએ મેલ્યાં અને **શાંતિરાય** હવે શું પ્રશ્ન કરે છે

---

* જૈન દૃષ્ટિથી જોતાં આ વિગત કદાચિત કાંઈક ચર્ચાને જન્મ આપનારી થઈ પડે. કર્મનો કાયદો દરેક વ્યક્તિના સ્વકર્મને અવલંબીને જ સ્થૂળ કે સૂક્ષ્મ સુખ કે દુઃખ પ્રાપ્ત થવાનું જણાવે છે: પરાયાં કર્મોમાંથી પરિણમતાં સુખ–દુઃખને પરિવેષ્ટિત કરતો નથી; ઉત્તરાધ્યયન કહે છે કે **अप्पा कत्ता विकत्ताय दुहाणय सुहाणय** અર્થાત્ સુખ અને દુઃખનો કર્તા આત્મા પોતે જ છે. પરન્તુ આ કથનની સિદ્ધિને લગતી સ્વતંત્ર દલીલો યોગી **આનંદગિરિને** મુખે જ ઉચરાવી છે. એક શાપ કે આશીર્વાદ, એક નિઃશ્વાસ કે શુભ વાંચ્છના જો પારકાનું કિંચિત્ માત્ર પણ અહિત કે હિત કરતાં હોય; તો મૃત્યુલોકના માનવીના અંતરના શોકની એક ઉષ્ણતમ જ્વાળા દૂર વહી ગએલા આત્માના વાસનાશરીરને શામાટે હચમચાવી નાંખે નહિ; એ કલ્પના છે.

**સુ. વ.**

તે જાણુવાની આતુરતાથી તેની સામે એકાગ્ર દૃષ્ટિ કરી. થોડી વાર થઇ. શાંતિરાયનાં નેત્રોમાંથી એકાએક અશ્રુધારા વહન કરી રહી ! યોગીને આશ્ચર્ય થયું પણ કેટલીક વાર સુધી તેણે તેને આશ્વાસનના કાંઇ પણ શબ્દો કહ્યા નહિ. થોડી વારે યોગીએ પૂછ્યું: “ વત્સ ! તારા હૃદયનો ભાર હવે દૂર થયો?”

શાંતિરાયે કાંઇક ઉત્તર આપવાને પ્રયત્ન કર્યો, પણ તેનાથી બોલી શકાયું નહિ. યોગીએ પુનઃ તેને થોડી વાર સુધી વિરામ લેવા દીધો અને કેટલીક વાર પછી પૂછ્યું: “વત્સ ! તારૂં સ્નેહબંધન હજી પણ શું તને દુઃખ આપે છે ? ”

અશ્રુવહનદ્વારા હૃદયને ખાલી કરી રહેલો શાંતિરાય બોલ્યો: “ મહારાજ ! મારા મિત્ર તરફના સ્નેહબંધનથી નહિ, કિન્તુ આ લોક અને પરલોકમાં કુદરતની જે પ્રવૃત્તિ ચાલી રહેલી છે, તે સંબંધી હું કેટલું બધું અજ્ઞાન ધરાવું છું તે વિચારીને જ હું મારા અજ્ઞાનને રડું છું ! મહારાજ ! બુદ્ધિ અને તર્કના વિકાસને માટે અનેક પ્રકારની વિદ્યા હું શીખ્યો છું. વિવિધ પ્રકારની ભાષાઓનું જ્ઞાન મેળવવા માટે માટે ઘણાં વર્ષો ગાળ્યાં છે, પરન્તુ જે હેતુપુરઃસર આ દેહ મળ્યો છે તે હેતુ પરિપૂર્ણ કરવાને શી શી પ્રવૃત્તિ કરવી જોઇએ તેનું મને સ્વલ્પ પણ જ્ઞાન નથી ! મહારાજ ! હું મુંબઇમાં રહું છું, બુદ્ધિના અનેક વ્યાપાર કરૂં છું, અનેક ઘોડા દોડાવું છું, પરન્તુ હું અહીં શામાટે આવ્યો, તે પ્રશ્નનો વિચાર આજ સુધીમાં મેં એક ક્ષણભર કર્યો નથી !

છું અનીતિથી ડરૂં છું ખરો, નીતિને આ જીવનની મુખ્ય વસ્તુ પણ ગણું છું, તથાપિ આત્મા અને પરમાત્મા સંબંધી વિચારનું એક કિરણ પણ મારા હૃદયમાં પ્રવેશ પામ્યું નથી ! આત્માની ઉન્નતિ, આત્માની શાન્તિ, મરણ પામ્યા પછી આત્માની સ્થિતિ, એ વિષે તો મને કદાપિ સ્વપ્ન પણ આવ્યું નથી ! મહારાજ ! આ સઘળું જ્ઞાન આ દેહને માટે અતિ આવશ્યક છે. આ આત્માને ઉન્નત કરવાને જે મનુષ્યાવતાર મળ્યો છે તે મનુષ્યાવતારને સફળ કરવાને આ સઘળું જ્ઞાન જરૂરનું છે, મને તે આપો ! ક્ષુધાતુરની ક્ષુધાને મટાડો."

"બાપુ ! આ જગત્‌માં જ્ઞાનનો સાગર ભર્યો છે અને સાગરના જેમ જૂદા જૂદા ખંડો હોઇ તે જૂદે જૂદે નામે ઓળખાય છે તેમ જ્ઞાનના જૂદા જૂદા વિભાગો પણ જૂદે જૂદે નામે ઓળખાય છે, તથાપિ તેમાં સૌથી ઉચ્ચ આત્મજ્ઞાન છે અને તે આત્મજ્ઞાન એ કાંઇ સ્થૂળ વસ્તુ નથી કે સત્વર આપી દઇ શકાય, છતાં હું તને નિરાશ નહિ કરૂં; ઐહિક ચિન્તાઓમાંથી કેટલેક અંશે મુક્તિ મેળવી શકે ત્યારે અત્ર આવજે, હું તારી જિજ્ઞાસાને પૂર્ણ કરીશ. અજ્ઞાનને રડીને બેસી રહેવા કરતાં તદ્વિષયક પ્રવૃત્તિમાં મગ્ન રહેજે."

**શાંતિરાય**ના હૃદયમાં અત્યારે નિર્મળતાનું ઝરણ વહ્યું જતું હતું. યોગી **આનંદગિરિ**ના યોગપ્રભાવે તેના ઐહિક ભાવોને તિરોધાન પમાડીને આમુષ્મિક ભાવોને જાગૃત કર્યા હતા અને બુદ્ધિમાન્ **શાંતિરાયે** તે ભાવોને સારી રીતે પો-

પણ આપ્યું હતું. યોગીની મધુર વાણી, આસપાસનું કુદરતી રમણીય સ્થળ, શાંતિ અને શાંતિનું જ સામ્રાજ્ય, આહાર, ભય, વગેરેની નિશ્ચિંતતા એ સઘળું શાંતિરાયના હૃદયના ભાવોને ઉન્નત કરવાને બસ હતું. વિદ્યાસાગરના મરણના ખબરથી તેના ચિત્તમાં જે ભારી દુઃખ ઉત્પન્ન થયું હતું તે દુઃખ આત્મજ્ઞાન મેળવવાની તેની જિજ્ઞાસા પૂર્ણ કરવાને યોગીએ આપેલા વચનથી ક્ષણભર વિસરાઇ ગયું, અને ગિરિગુહામાં અહોરાત્રિ રહેવાનું હોય, વૃક્ષપરથી ખરી પડેલાં પાકાં મીઠાં ફળોને આહાર અને ઝરણાંના પાણી પીને દેહ ટકાવી રાખવા ઉપરાંત બીજી કાંઇ ચિંતા ન હોય, સગાંસંબધીઓનાં સુખ–દુઃખ કે મરણ પરણના હર્ષશોકના તરંગો ન રહ્યા હોય અને આખો દિવસ નિત્ય કર્મમાં નિમગ્ન રહી આત્મજ્ઞાન મેળવવામાં જ આનંદ મેળવવાનો હોય તો કેવું સારૂં ? એવો ભાવ શાંતિરાયના ચિત્તમાં જાગૃત થયો. મુંબઇમાં હસ્તકૃત સુંદરતાઓ અને નાટકના પડદા ઉપર આલેખેલી કુદરતી રચનાઓ તેણે ઘણી નિહાળી હતી, પરન્તુ આ કુદરતી સુંદરતા તેના ચિત્તને શ્રેષ્ઠ અને વિશેષ આનંદ આપનારી જણાઇ. મધ્યાહ્ન થયો હોવાથી યોગીને આહાર કરવાનો સમય થયો હતો એટલે શાંતિરાયે હવે ત્યાં વધુ વખત રોકાવાનું ઉચિત માન્યું નહિ. તેણે યોગીને વંદન કર્યું અને કહ્યું: “ મહારાજ ! મારી જિજ્ઞાસાની પૂર્ત્તિને માટે હું પુનઃ અહીં આવીશ. આપના શબ્દોએ આજે મારા ચિત્તને તેની ખરી સ્થિતિનું જ્ઞાન આપ્યું છે, હું ઉંઘેલાને આપે જગાડ્યો છે; આપનો તે ઉપકાર—”

"ના, તે ઉપકાર નથી, તે મારો સ્વધર્મ છે, વત્સ! તારા તેવા ભાવો મને જણાવ નહિ; મનમાં જ જે હોય તે સંગ્રહી રાખ." યોગીએ વચમાં કહ્યું.

"પણ હું મારી ઉપકારવશ થએલી લાગણીઓને દબાવી રાખી શકતો નથી."

"દબાવી રાખ; તારે માટે નહિ તો મારે માટે દબાવી રાખ. ત્યાગીએ પોતાની પ્રશંસાનું શ્રવણ કરવું તે મહા- દોષ છે; તે નિંદા–પ્રશંસામાંથી મુક્ત થવાને જ મેં આ જંગલ સેવ્યું છે અને મનુષ્યોના નિત્યના સહવાસને ત્યજ્યો છે; મનુષ્યોના સહવાસમાં રહીને તું પણ સમભાવ કે શાંતિને નહિ મેળવી શકે હો!"

**શાં**તિરાય મૌન રહ્યો. પોતાની લાગણીઓને તેણે દબાવી રાખી અને યોગીને પુનઃ વંદન કરી, ઘોડાપર સ્વાર થઇ **ભ**દ્રાવતીને માર્ગે પડ્યો.

---

# પ્રકરણ ૪ થું.

---

## પુનઃ ભદ્રાવતીમાં.

**શાં**તિરાય પુનઃ **લ**ક્ષ્મણસિંહનો અતિથિ થયો અને વિદ્યાસાગર લુંટારાઓના કબજામાં જીવતો છે એવા સમા- ચાર મેળવી અતુલ આનંદ પામ્યો. એક ભયંકર નિરાશા- માંથી તે મુક્ત થયો અને હવે વિદ્યાસાગરને મળવાની જ

ચિન્તામાં તે પુનઃ આવી પડ્યો. **લક્ષ્મણસિંહ** લુંટારાઓને તાબે કરવા જેટલું બળ ધરાવતો નહોતો એમ કાંઇ નહોતું પરન્તુ તેના ચિત્તમાં એક મોટો ભય પેદા થવા પામ્યો હતો અને તે એ હતો કે જો પોતે લશ્કર લેઇને લુંટારાઓની સામે ચડે તો લુંટારાઓના હાથમાં રહેલા **વિદ્યાસાગરને** તે દુષ્ટો જીવતો રહેવા દે નહિ! **વિદ્યાસાગર** જેવા એક ધનવાનના બુદ્ધિવિભવવાળા પુત્રના જીવનને ભોગે લુંટારાઓને પકડવા જવા જેવું સાહસ કરવાનું **લક્ષ્મણસિંહને** ઉચિત લાગ્યું નહિ અને હવે કેવી યુક્તિથી કામ લેવું તે એક મોટો વિચારણીય સવાલ થઇ પડ્યો. પોતાનો આ ભય **શાંતિરાયને** પણ તેણે જણાવ્યો અને **શાંતિરાય** પણ ઘડીભર દિગ્મૂઢ બની ગયો. તે વિચારવા લાગ્યો: " અરેરે! વિદ્યાસાગર! અમને પુનઃ નહિ મળવાની તમારી ઇચ્છા આવી રીતે પરિપૂર્ણ થઇ! બન્ધુ! હવે હું શું કરૂં? મને કાંઇ પણ મતિ સૂજતી નથી. તમે ક્યાં છો તે પણ હું જાણતો નથી કે તમને મળીને મારી ઇચ્છાને હું પૂરી કરૂં!"

**લક્ષ્મણસિંહે** કોઇ પણ યુક્તિપુરઃસર લુંટારાઓ પાસેથી **વિદ્યાસાગરને** છોડાવી લેવાનું ઉચિત માન્યું; પરન્તુ તેવી કાંઇ યુક્તિ હાથ લાગતી નહોતી. તેણે **શાંતિરાયને** કેટલોક વખત રોકાવા કહ્યું અને **શાંતિરાયે** ઉત્તર આપ્યો: " મહારાજ! જ્યાં સુધી **વિદ્યાસાગર** હાથ નહિ આવે ત્યાં સુધી હું પાછો **મુંબઇ** જનાર નથી. અહીં રહીશ અને

નહિતો મહાત્મા આનંદગિરિની સાથે દિવસો ગુજારીશ, પણ મુંબઇ પાછો તો નહિ જ ફરૂં."

બીજી કેટલીક વાતચીત કરીને શાંતિરાય પોતાને આપવામાં આવેલા ઉતારાપર પાછો આવ્યો. ઉતારાપર પોતાને માટે રાહ જોતો કોઇ બ્રાહ્મણ તેના જોવામાં આવ્યો. શાંતિરાય ત્યાં આવતાં જ બ્રાહ્મણે નમસ્કાર કરીને કહ્યું: "વિદ્યાસાગરભાઈના મિત્ર શાંતિરાય તે આપ જ કે ?"

"જી હા; આપ ક્યાંથી આવો છો ?" શાંતિરાયે પ્રશ્ન કર્યો.

"હું વિદ્યાસાગરભાઇને સારી પેઠે ઓળખું છું. મારૂં નામ શિવશંકર છે અને હું લલિતપુરમાં મહેતાજી છું. વિદ્યાસાગરભાઇ મુંબઇથી નીકળેલા ત્યારે રેલ્વેમાં અમારો સમાગમ થયો હતો અને મારે ત્યાં તે થોડા દિવસ રોકાયા હતા. આજે હું અહીં આવ્યો એટલામાં મારા પુત્ર રવિશંકરે મને અત્યંત માઠા સમાચાર આપ્યા છે." એમ કહી શિવશંકર ઓશિઆળું મ્હોં કરીને શાંતિરાયની સામે નિહાળી રહ્યો.

"ના, તમે ખેદ પામશો નહિ. માઠા સમાચાર ખોટા ઠર્યા છે. વિદ્યાસાગર જીવતા છે પણ તે લુંટારાઓના હાથમાં છે."

શિવશંકરે આશ્ચર્ય સાથે આનંદ પામતાં કહ્યું: "એમ ? ઓહો ! ત્યારે તો આનંદ ! આનંદ ! બહુ જ

સુશીલ અને વિદ્વાન્ યુવક છે હો! તેમનો સરલ ચ્હેરો, મધુર વાણી અને ઉચ્ચ જ્ઞાનની પ્રતિમા મારી નજર સમીપથી ક્ષણભર પણ દૂર થતી નથી! શાંતિરાયભાઈ! એવા સુશીલ પુરૂષને કુટુંબનો શામાટે પરિત્યાગ કરવો પડ્યો?"

"તે ઘણી વિસ્તારવાળી વાર્તા છે; કોઇ વાર ફુરસદે હું તમને કહીશ. આપનો પુત્ર અહીં જ રહે છે કે ત્યારે? મેં અહીં આવ્યા પછી વિદ્યાસાગર તમારે ત્યાં લલિતપૂરમાં ઉતર્યાં હતા એ વાત સાંભળી હતી, પરન્તુ આજે આપણો ઠીક સમાગમ થઇ ગયો."

શિવશંકરે કહ્યું: "મારો પુત્ર અહીંના વહીવટદારના હાથ નીચે કારકુન છે, અને હજી થોડા દિવસ પહેલાં જ નોકરીપર ચડ્યો છે એટલે હું તેની ખબર કાઢવા આવ્યો છું. વિદ્યાસાગરભાઇને હું મારી સાથે મારે ત્યાં લાવેલો પણ તેમની ખરી ઓળખાણ તેમણે મને નહિ આપેલી. તેમણે મને પોતાનું નામ લક્ષ્મીકાંત જણાવેલું. તેમની ખરી વિગત તો અહીં આવ્યા પછી મને રવિશંકરે જ કહી."

"વિદ્યાસાગરને તેડી ગયા વિના મુંબઇ પાછા નહિ ફરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. તેમના મરણના ખબરથી હું પોતે જ અત્યાર સુધી અધમૂઓ બની ગયો હતો અને અહીં આવ્યા પછી જ મારા જીવમાં જીવ આવ્યો છે. મારા મિત્રપ્રતિની આપની સારી લાગણીઓને માટે હું ખરેખર આપનો આભારી છું."

" ભાઈ સાહેબ! એમાં મેં શું કરી વાળ્યું છે? હું તો એક ગરીબ બ્રાહ્મણ છું. વિદ્યાસાગરભાઇ જેવા શ્રીમંત અને વિદ્યારસિક પુરૂષોનો હંમેશનો દાસ છું. હવે વિશેષ તો કાંઇ નહિ, પણ આપ આ સેવકની થોડી વિનતિ સ્વીકારશો ?"

" કહો, કાંઇ હરકત નહિ હોય તો ખુશીથી કબૂલ કરીશ. " શાંતિરાયે વિનયપૂર્વક ઉત્તર વાળ્યો.

" મારી વિનતિ એટલી જ માત્ર છે કે વિદ્યાસાગરભાઇએ તો મારૂં આંગણું પવિત્ર કર્યું છે; અને આપ તો મહારાજાશ્રીના અતિથિ છો, એટલે બરદાસ્તમાં તો કાંઇ ન્યૂનતા નહિ હોય; પણ આજનો દિવસ હું અહીં છું, એટલામાં જો મારા આતિથ્યનો સ્વીકાર કરી આજે મારે ત્યાં ભોજન કરો તો હું મારા જીવનને કૃતાર્થ થએલું સમજીશ. વિદ્યાસાગરભાઇ જેટલા અજાણ્યા હતા, તેટલા જ આપ પણ અજાણ્યા તો છો; પરન્તુ વિદ્યાસાગરભાઇનો થોડા વખતનો મને જે પરિચય પડ્યો હતો, તે પરિચય મને સૂચવે છે કે મારે આપનું પણ આતિથ્ય કરવું જોઇએ; વિશેષ નહિ માત્ર આજનો જ દિવસ. "

શાંતિરાયે મન્દ સ્મિત કરીને કહ્યું: " મહેતાજી સાહેબ! તમે પણ જૂના વિચારના માણસોની પેઠે જમવા–જમાડવામાં હેત–પ્રીતનો વધારો થયેલો સમજતા હો તેમ લાગે છે, પરન્તુ મારા માનવા મુજબ તમારા જેવા કેળવાએલા ગૃહસ્થની એવી માનીનતા ભૂલભરેલી છે. "

" ભાઇ ! તમારી કેળવણી આગળ મારી કેળવણી કાંઇ હિસાબમાં નથી. " મહેતાજીએ મ્હોં ઠાવકું રાખીને કહ્યું: " તમે અંગ્રેજી ભણેલા અને વળી પાશ્ચાત્ય સુધારાના વિચારના અભ્યાસી કહેવાઓ, એટલે અમારા વિચાર આપને જૂના વિચારના માણસોના જેવા લાગે તેમાં કાંઈ નવાઇ નથી. પરન્તુ પ્રીતિભોજનના લાભ આપને કાંઇ સમજાવવાની જરૂર નથી. એક બીજાના સમાગમમાં રહી જમવું તે પ્રીતિભોજન કહેવાય અને તેવાં પ્રીતિભોજન શું એક બીજાની પ્રીતિમાં વધારો કરનારાં ન લેખાય ? પરન્તુ એ વાત જવા દઇએ તોપણ અતિથિનો સત્કાર કરીને તેને અન્નથી પરિતૃપ્ત કરવો તેને અમે વેદાન્તીઓ એક પ્રકારનો યજ્ઞ કહીએ છીએ. અમે વેદાન્તીઓ યજ્ઞને માનીએ છીએ; તમે શ્રાવકો માનતા નથી તે ભલે; પણ યજ્ઞ કરવામાં એક હેતુ એવો દર્શાવેલો છે કે આ જગતમાં વ્યાપી રહેલાં પાંચ તત્ત્વોની પ્રસાદીથી આપણે માનવીઓ અન્ન, પાણી વગેરે મેળવી શકીએ છીએ, તે ભોજનાદિના પદાર્થો આપણે મેળવીને તેનો સર્વાંશે આપણે જ ઉપભોગ કરવો તે અધર્મ્ય કર્મ છે અને તેથી અન્નાદિ સર્વ વસ્તુઓને અગ્નિમાં હોમીને તે દ્વારા પંચ તત્ત્વોને પ્રસાદ અર્પી આપણે કૃતજ્ઞતા દર્શાવવી જોઇએ. અતિથિના જઠરાગ્નિને થોડું અન્ન અર્પવું તેને પણ હું એક પ્રકારનો યજ્ઞ માનું છું અને તે યજ્ઞના પુણ્યની પ્રાપ્તિને અર્થે હું આપ જેવા અતિથિનો સત્કાર કરૂં, આપનું પ્રિય કરવાના હેતુથી નહિ પણ યજ્ઞના પુણ્યની

પ્રાપ્તિદ્વારા મારૂં પોતાનું પ્રિય કરવાના સ્વાર્થી હેતુથી–હું આપને એક વાર જમાડું તો તેમાં હું શું ખોટું કરૂં છું, શું જૂનો વિચાર દર્શાવું છું તે આપ જ કૃપા કરીને હવે મને સમજાવો. ”

આ લાંબું ભાષણ સાંભળીને **શાંતિરાય** ખુશ ખુશ થઈ ગયો અને તે ખડખડાટ હસી પડ્યો. તેણે હસી રહીને કહ્યું: “ મહેતાજી સાહેબ ! તમારી ફીલસુફી તો અત્યંત ગહન જણાય છે; જમવા જમાડવાથી વાત ઉપર પણ તમે એવી આબાદ ફીલસુફી લાગુ પાડી દીધી છે કે હું તેનો કાંઈ પ્રત્યુત્તર આપી શકું નહિ. ”

“ પ્રત્યુત્તર આપી શકો તેમ ન હોય તો હવે આપ મારા આતિથ્યનો સ્વીકાર જ કરો; અને મને પુણ્ય ઉપાર્જન કરવા દો ! ”

“ વારૂ આપના આતિથ્યનો સ્વીકાર કરૂં છું: હવે તો આપ સંતુષ્ટ થયા ! ” એમ કહી **શાંતિરાયે** **શિવશંકર** મહેતાજીને આનંદ આપ્યો અને **શિવશંકર** ગયો. **શાંતિરાય** મહેતાજીની વિચિક્ષણ બુદ્ધિ સંબંધે વિચારમાં પડ્યો.

*　　*　　*　　*

**શિવશંકર** મહેતાજીનો પુત્ર **રવિશંકર** **ભદ્રાવતીમાં** એક જૂદું ઘર લેઇને જ રહ્યો હતો અને હજી સુધી **લજ્જાવતી** **લલિતપુરમાં** જ હોવાથી તે હાથે રસોઇ કરીને જમતો. આજે **શાંતિરાયને** જમવાનું આમંત્રણ કર્યું હોવાથી મહેતાજી પોતે પાકગૃહમાં પેઠા અને મુંબઇનિવાસી **શાંતિરા**-

યને અનુકૂળ પડે તેવી તીખી તમતમતી રસોઇ તૈયાર કરી. સૌએ સાથે પ્રીતિભોજન કર્યું અને પછી સૌ મુખવાસ ચાવતા વાતચીત કરવા બેઠા. મહેતાજીએ વાતચીતની શરૂઆત કરતાં કહ્યું: " શાંતિરાયભાઇ ! જુઓ, આજ આપ મારે ત્યાં જમવા ન પધાર્યા હોત તો આપણે ગાઢ પરિચયમાં આવી શકત નહિ અને મારા જેવા યતકિંચિત્ પુરુષને આપના સંપૂર્ણ ઓળખાણ અને સહવાસનો લાભ મળી શકત નહિ. આપણા ઘરડા જમવા-જમાડવાનો જે વિવેક દેખાડવાનો રીવાજ પ્રચલિત કરતા ગયા છે તે ફક્ત અતિથિને પેટ ભરીને ખવડાવવા માટે કે અતિથિના ઉદરનિર્વાહના ખર્ચનો બચાવ કરવા માટે નથી; પરન્તુ તે નિમિત્તે પરિચય, પ્રીતિ અને પરસ્પર સારી લાગણીઓ દઢ થતી જાય છે એ જ મુખ્ય કારણ છે. "

" તમારી ફીલસૂફી મને કબુલ છે, મહેતાજી સાહેબ !" શાંતિરાયે સ્મિત કરતાં કહ્યું.

" વારુ, આપને આ પ્રદેશ મુંબઇના પ્રદેશ કરતાં કેવળ નવીન પ્રકારનો જ લાગતો હશે. અમારે ત્યાં મોટા મોટા બંગલાઓ કે સુશોભિત બજારો નથી; વખત ગાળવા માટે આનંદનાં સાધનો કે હરવા ફરવા માટે ચોપાટી, બેંડસ્ટેંડ કિંવા બાગ બગીચા નથી. આ અમારો ગ્રામ્ય પ્રદેશ જોકે અમારે મન મુંબઇ કરતાં વિશેષ કીંમતી છે, પણ આપને તો કાંઇ ગમતું નહિ હોય. "

"વિદ્યાસાગર સંબંધી વિચારમાં અને ચિન્તામાં સુરત પડી રહેવામાં જ મારો બહુ વખત જાય છે. હવે તો શું કરવું તે સૂઝતું પણ નથી. અલબત્ત, આ નાના ગામમાં અને અજાણી ભૂમિમાં મારો વખત ન જાય એ વાત ખરી છે, પરન્તુ ગમે તેમ કરીને દિવસો ગાળ્યા વિના છૂટકો નથી. કોઇ કોઇ વાર લાયબ્રેરીમાં જઇને બેસું છું, પણ ત્યાંએ છાપાં વાંચવા તરફ ચિત્ત ચોંટતું નથી."

"ત્યારે આપ મારી એક વિનતિનો સ્વીકાર કરશો? ઘણી જ વાજબી વિનતિ છે."

"શું છે?"

"વિદ્યાસાગરભાઇ લુંટારાઓના હાથમાં છે, એટલો પત્તો તો તમે મેળવી ચૂક્યા છો. લુંટારાઓ પાસેથી તેમને યુક્તિપુરઃસર હસ્તગત કરી લેવાનું કામ મહારાજાએ પોતાને શિરે ઉપાડ્યું છે. તેમ કરતાં કેટલો વખત જશે તે નિશ્ચિત નથી. હજી તો આપને અહીં આવ્યાને માત્ર થોડા જ દિવસ થયા છે પણ જેમ વધુ વખત જશે તેમ અજાણ્યા માણસોમાં તમારો દિવસ નહિ જાય. માટે તમે મારી સાથે લલિતપુર ચાલો. હું અહીંથી વહીવટદાર સાહેબની સાથે સાથે રાણુકનગર જવાનો છું; ત્યાં મારી દીકરી છે, તેને તેડીને પછી લલિતપુર જનાર છું. રાણુકનગર નાનું ગામ છે પણ ઐતિહાસિક ખંડેરોનું ધામ છે અને તે પ્રાચીન સ્થળો જોઇને તમને આનંદ થશે. વહીવટદાર સાહેબનો સાથ છે. ત્યાં આપણે માત્ર બે દિવસ ગાળીશું અને પછી

લલિતપુર જઇશું. ત્યાં આપની મરજીમાં આવે એટલા દિવસ રોકાજો. મારી આ વિનતિ ગેરવાજબી નથી. તેમાં મારૂં અને તમારૂં ઉભયનું હિત સચવાય છે. આપને અહીં રહેવાથી ઉપજતો કંટાળો દૂર થશે અને મને આપના વિશેષ પરિચયનો લાભ થશે.”

“મહેતાજી સાહેબ ! હું એમ ફરતો ફરૂં તો પછી મને વિદ્યાસાગર સંબંધી વિશેષ ખબર કેવી રીતે મળી શકે ? ગમે કે ન ગમે, દિવસ જાય કે ન જાય તોપણ મારો મુખ્ય ઉદ્દેશ વિદ્યાસાગરને મળવાનો છે તે હું કેવી રીતે પૂરો કરી શકું ?”

“વિશેષ ખબર એકાદ અઠવાડિયામાં તો તમને કાંઈ પણ મળી શકનાર નથી. કદાચ કાંઇ જાણવા જેવું હશે તો રવિશંકર ત્યાં પત્ર લખીને જણાવશે, અને બે કલાકમાં તમે પાછા ભદ્રાવતી આવી શકશો. માટે મારી વિનતિ માન્ય રાખો; અહીં આપનો એક કલાક જવો પણ મુશ્કેલ થઇ પડશે.” થોડી વાર વિરામ લેઇને મહેતાજીએ આગળ કહ્યું: “જો વળી આપની ઇચ્છા હશે તો મહાત્મા આનંદગિરિ પાસે પણ આપણે જઇ આવીશું.”

“મહાત્મા આનંદગિરિના સ્વલ્પ સમાગમનો લાભ હું મેળવી આવ્યો છું. લુંટારાઓના હાથમાં જઇ પડવાની ઇચ્છાથી હું જતો હતો ત્યાં માર્ગ ભૂલ્યો અને અકસ્માત એ મહાત્માની ગુફાએ જઇ ચડ્યો હતો. અહા, શું એમનું જ્ઞાન ? શું નિઃસ્પૃહા ? મેં તેમના જેવો યોગી કે સાધુ આજ

સુધીમાં કોઇ પણ જોયો નથી. તેમના જ સમાગમમાં રાત્રિ-દિવસ ગાળ્યાં કરૂં એવી જ તે વખતે મને ઇચ્છા થઇ ગઇ. તે વખતે વિદ્યાસાગરના મરણના જ ખબર મને મળ્યા હતા એટલે હું શોકાતુર હતો. પરન્તુ એ મહાત્માએ મારી શોકાતુરતાને ઉરાડી નાંખી ! પુનઃ તે મહાત્માની પાસે જવાની મને ઘણી જ આકાંક્ષા છે. ”

“ તો આપણે લલિતપુરથી ત્યાં જરૂર જઇશું; માટે આપ મારી સાથે અવશ્ય ચાલો. ગરીબ બ્રાહ્મણની આટલી વિનતિ સ્વીકારો ! ”

“ વારૂ, આવીશ. આપના જેવા સુશીલ માણસના આતિથ્યનો કેમ અસ્વીકાર કરૂં ? ભલા, આપનાથી પણ મને ઘણું ઘણું જાણવાનું મળશે. ” એમ કહી **શાં**તિરાયે તે વખતે રજા લીધી. શિવશંકર મહેતાજીની સુશીલતા સંબંધે માર્ગમાં અનેક વિચારો **શાં**તિરાયના મગજમાં ઉપસ્થિત થયા. “ આ ગામડાના લોકો કેટલા સરલ બુદ્ધિના અને વિનયશીલ હોય છે ? ગામડામાં આ પ્રકારની વિનયશીલતા જોવામાં આવે છે, તેથી ઉલટું મુંબઇ જેવા શહેરમાં સર્વથા ગર્વ, ઉદ્ધતાઇનું જ દર્શન થાય છે ! સરલ બુદ્ધિના જડી આવે, પણ તે ઘઉંમાં કાંકરા જેટલા ! મોટે ભાગે સૌ પોતપોતાના મનમાં મગરૂર, તેથી આગળ વધીને વળી લંડન જેવા શહેરમાં જોઇએ તો તેથી પણ વધારે મગરૂરી અને ઉદ્ધતાઇ જણાય ! મનઃસુધારણાને અર્થે, મનને અનિષ્ટ વિકારોમાંથી દૂર રાખવાને અર્થે અને પ્રકૃતિની સરલ-

તાને અર્થે તો ગ્રામ્યજીવન ખરેખર પસંદ કરવાયોગ્ય છે. ગ્રામ્યજીવનની જરૂરીઆતો થોડી, લાલસા પણ થોડી અને વિકારો પણ થોડાઃ ઘણું જ સાદું જીવન ! મહાત્મા આનંદગિરિએ કહેલી આત્માની ઉન્નતિ તો આવા જ પ્રદેશમાં થઇ શકે." એવા વિચારો કરતો કરતો તે પોતાને ઉતારે પહોંચ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### રાણકનગરનાં પ્રાચીન ખંડેરો.

એમ દઈ દઈ નામ કરવિ રહિ વાતો હાવાં,
*     પુરી પુરાણ ! હાલ તુજ હાલ જ આવા !

*     *     *     *

તું પે, *     દયા ધરંતી એ સૂચવતી,-
ભલે કાળની ગતિ, મનુજકૃતિને બૂઝવતી.

કુસુમમાળા.

ઘોંઘાટવાળાં મોટાં શહેરોમાં શાંતિને માટે તરફડીયાં મારતાં મનુષ્યો ગામ્યજીવનમાં શાંતિને પ્રાપ્ત કરી શકે છે અને મનોરૂચિને અનુકૂળ શાંતિયોગની સાધના સાધી શકે છે. ગામડાંઓના કુદરતી સૌંદર્યની વાતો, ગામડાંના લોકના સરળ સ્વભાવની વાતો અને ગ્રામ્યજીવનની સાદાઇની વાતો જે મણે વાંચી અથવા સાંભળી હોય છે, તેમને ગ્રામ્યજીવનનો પ્રથમ અનુભવ અતિઆનંદદાયક થઇ પડે છે. મુંબઇના

પાલવા બંદરપર કે ચોપાટીની રેતીપર હરતાં ફરતાં જે કાંઇ આનંદ નથી મળી શકતો તે આનંદ ગામડાના તળાવપર ઉગેલાં વડવૃક્ષોની ઘટાદાર છાયામાં ફરવાથી અને નાની નદીના કીનારાપરની રેતીમાં ઊભા રહી અસ્ત પામતા કે ઉદિત થતા સુર્યની લીલાનું સુંદર દશ્ય જોવાથી મળી શકે છે. મુંબઇ જેવાં મોટાં શહેરોમાં છેલ્લામાં છેલ્લી ફેશનના બંગલાઓ, આ દેશના અને પરદેશના ઐતિહાસિક મહાન્ પુરૂષોની છબીઓ કે હાકેમી ચલાવી ગએલા ગવર્નરોનાં બાવલાંઓ જોવાથી ઇતિહાસની આરસીનું જેટલું આનંદદાયક સ્વરૂપ દેખી શકાતું નથી, તેટલો આનંદદાયક ઇતિહાસ પ્રાચીન સમયનાં જર્જરીભૂત ખંડેરો, મંદીરો, સૃષ્ટિસૌંદર્યનાં બીજાં સ્થાનો જોવાથી સ્મરણમાં તાજો થઇ આવે છે. આ જનસ્વભાવની વિલક્ષણતા નથી, પરન્તુ ઐતિહાસિક સમયની પૂર્વની સ્થિતિનો અલભ્ય દેખાવ નજર સમીપે આવીને ઊભો રહેવાથી જે વૈચિત્ર્ય અને જે કુતૂહલ ઉત્પન્ન થાય તેનું જ એ પરિણામ છે. કાળના વહનમાં હજારો ઐતિહાસિક સ્થાનો ઘસાઇ ભુંસાઇ ગયાં છે અને માત્ર સો વર્ષ પહેલાં જ જે સ્થાનની થોડી નિશાનીઓ જોવામાં આવતી હોય તે સ્થાન અત્યારે તે નિશાનીઓ દૂર થઇ ગઇ હોવાને લીધે દષ્ટિએ પડતું પણ જણાતું નથી, અથવા તો તેના ઉપર ખેતી થઇ ચૂકી હોય છે કે રેલ્વેના પાટા પથરાઇ ગએલા હોય છે. જે ઐતિહાસિક સ્થાનો એક વાર નાશ પામી ચૂકયાં હોય છે તે સ્થાનો પુનઃ પ્રાપ્ત કરી શકતાં નથી અને કાળનું

વહન તો દરેક વસ્તુને પોતાની પાંખમાં દબાવતું જ જાય છે, એટલે પ્રાચીન સમયનાં સ્થાનો કે નિશાનીઓ જોવાનું, તેમને સાચવી રાખવાનું કે તેમનાં વૃત્તાંતો લખી લેવાનું જનસમાજને બહુ રૂચે છે. પ્રાચીન સ્થિતિ જાણવાનું અને તેની સાથે આધુનિક સ્થિતિની સરખામણી કરી કાળની અગમ્ય લીલાપર વિચાર કરવાનું **શાંતિરાયને** પણ બહુ ગમતું હતું. **રાણુકનગરની** મુલાકાતમાં તે ઐતિહાસિક લેખાતા ગામડાંમાં કાંઇક નવું જાણવાનું કે વિચારવાનું મળશે એમ ધારી તેણે મહેતાજીની સાથે થોડા દિવસ ગાળવાનું કબૂલ કર્યું. બીજે દિવસે સાંજે રવિશંકર **શાંતિરાયની** પાસે આવ્યો અને કહ્યું: " મારા પિતાજી કાલે સ્હવારમાં નીકળનાર છે માટે આપ પણ તૈયાર થઇ રહેજો. "

**શાંતિરાયે** પૂછ્યું: " વહીવટદાર સાહેબ પણ આવવાના છે ને? "

" જી, હા. " રવિશંકરે વિનયપૂર્વક જવાબ આપ્યો.

**શાંતિરાયે** પૂછ્યું: " તમે સાથે હશો ખરા કે ? "

" ના જી. વહીવટદાર સાહેબના હાથ નીચેજ હું કારકુન છું ખરો, પણ આ વખતે એક બીજો કારકુન તેમની સાથે ફરવા જનાર છે, એટલે મારે જવાનું નહિ બને." રવિશંકરે જવાબ આપ્યો અને આગળ પૂછ્યું: " **રાણુકનગરથી લલિતપુર** આપ ક્યારે જશો ? "

" એ હું શું જાણું ? તે સઘળું તમારા પિતાજી જાણે. તોપણ હું ધારૂં છું રાણુકનગરમાં કેટલુંક જોવાનું

છે એટલે બે દિવસ તો ત્યાં સહેજે જશે. કેમ, તમે લલિતપુરમાં મળશો ખરા કે ?"

"ના; હજી હમણાં જ નોકરીપર ચડ્યો છું અને તુરતમાં રજા કેવી રીતે મળે ? અને વળી હાલમાં રજા લેવા જેવું કાંઈ કારણ પણ નથી. પરન્તુ આપને—." રવિ-શંકર આગળ બોલતાં અચકાઇ ગયો. શરમાઇ જઇને તેણે નીચું જોયું.

રવિશંકરના ચિત્તનો આ ભાવ શાંતિરાયના કળવામાં આવ્યા સિવાય રહ્યો નહિ. તે સમજ્યો કે રવિશંકર કાંઇક કહેવા ઇચ્છે છે પણ શરમથી તે બોલી શકતો નથી. શાંતિ-રાયે જ પૂછ્યું: "કેમ અચકાઇ ગયા ? તમને મારૂં કાંઇ કામ હોય તો ખુશીથી જણાવો."

શરમના પડદાને ધીમે ધીમે દૂર કરતો રવિશંકર બોલ્યો: "આપને થોડી તસ્દી આપવાની છે. આપને કાંઇ હરકત તો નથી ?"

"નહિ, ખુશીથી જણાવો. તમારૂં હરકોઇ કામ હું આનંદ સાથે બજાવીશ."

"માફ કરજો, લજ્જાનો પરિત્યાગ કરીને આપને તસ્દી આપું છું કે આ પત્ર હું આપને આપું છું તે લલિ-તપુર ગયા પછી મારી વાઇફને છૂપી રીતે આપજો, અને જો આપનાથી બને તો તેને અહીં મોકલવા મારા પિતાજીને સૂચવજો." એટલું બોલતાંમાં રવિશંકરની છાતી ભરાઇ

ગઈ. લજ્જાવતીનો નિર્દોષ ચહેરો આંખોની સામે તરવરી રહ્યો અને તેની કવિતાનું પદ સ્મરણમાં ઉભરાઈ આવ્યું:

"પરદેશ જવા નહિ દેઉં, મારા વ્હાલા રે,
"વિણ સ્વામી કેમ હું સોહું, નાથ રસીલા રે?"

શાંતિરાયે રવિશંકરના હાથમાંથી પત્ર લીધો, કોમળ હૃદયના યુવકની વિરહિત અવસ્થાનો ભાવ શાંતિરાયના સમજવા બહાર રહ્યો નહિ. શાંતિરાય પત્નીના પ્રેમનો અનુભવી હતો અને રવિશંકરના જેવી જ સ્થિતિનો અનુભવ તેણે પણ થોડા વખત પહેલાં લીધો હતો એટલે આ પ્રસંગનું સ્વાભાવિકપણું તે તુરત જ વિચારી શક્યો. તેણે રવિશંકરનો પત્ર ગજવામાં નાંખતાં કહ્યું: "વારૂ, તમારૂં એટલું કામ હું ખુશીથી કરીશ; પણ તમે તમારી વાઈફને ટપાલ માર્ફતે પત્ર કેમ લખતા નથી?"

રવિશંકર આભો બનતો બોલ્યો: "વાઈફ ઉપર ટપાલમાં પત્ર? શાંતિરાયભાઈ! તમે આ શું કહો છો? આ શું તમે મુંબઈ સમજો છો? વાઈફ ઉપરનો પત્ર વડીલના હાથમાં જ જાય અને એટલી નિર્લજ્જતા અમે બતાવીએ તો ભૂંમપર પગ મેલવો પણ ભારે થઈ પડે! એવી બાબતમાં મર્યાદાનું ઉલ્લંઘન કરી શકાય જ કેમ?!"

મુંબઈના છૂટા વિચાર અને છૂટા આચારના અનુભવીને સંસારની મર્યાદાનું નવું ભાન થયું. ગ્રામ્યજીવનમાં પતિપત્નીની અવસ્થા કેવા પ્રકારની હોય છે તે તે આટલા ઉપરથી જ સમજી ગયો. રવિશંકર એટલી વાતચીત કરીને

પુનઃ બીજે દિવસે સ્હવારે તૈયાર થઇ રહેવાનું સૂચવી ગયો.

* * * *

બીજે દિવસે પરોઢમાં રવિશંકર પુનઃ **શાંતિરાયને** બોલાવવા આવ્યો. **શાંતિરાય** અનેક તરંગોમાં ગોટવાતો–ગુંચાતો જાગતો હતો; વિદ્યાસાગર, સરસ્વતી, કુસુમચંદ્ર અને તેની પત્ની લલિતા વિષે, તો બીજી જ ક્ષણે શિવશંકર અને રવિશંકર વિષે અવનવા વિચારોમાં તે ગુંથાઇ ગયો હતો. રાત્રિના વિરામથી તાજા બનેલા મગજરૂપી દુર્ગમાં સેંકડો વિચાર યોધાઓ પરિક્રમણ કરી રહ્યા હતા એટલામાં " **શાંતિરાયભાઇ** ! " એવી રવિશંકરની બૂમે દુર્ગમાંથી સધળા યોદ્ધાઓને હાંકી કાઢ્યા. **શાંતિરાય** બિછાનામાંથી ઉઠ્યો અને પોતે તૈયાર જ છે એમ જણાવ્યું. શૌચ–દંતધાવન વગેરેમાંથી નિવૃત્ત થઇને **શાંતિરાય** રવિશંકરની સાથે ગામ બહાર ગયો કે જ્યાં શિવશંકર તથા વહીવટદાર બન્ને તેની રાહ જોતા ઉભા હતા. વહીવટદારે **શાંતિરાયની** સાથે હાથ મીલાવતાં પૂછ્યું: " મી. **શાંતિરાય** ! તમે પણ રાણકનગર આવો છો કે ? "

" જી હા; આ મહેતાજી સાહેબે આગ્રહ કર્યો અને વળી રાણકનગરમાં કેટલુંક જોવા જેવું પણ છે એટલે આવું છું. ત્યાંથી પછી મહેતાજી સાહેબની સાથે લલિતપુર જવા વિચાર છે. " **શાંતિરાયે** કહ્યું.

" ત્યારે રાણકનગરમાં રહો તેટલા દિવસ ઉતારો આપણી સાથે જ રાખજો. " એમ કહેતાં વહીવટદાર સીગરામમાં

બેઠા અને શાંતિરાય તેમને જવાબ આપતાં બોલ્યો: " એ તો આપની કૃપા છે; મહેતાજી સાહેબ સાથે છે એટલે નકી ન કહેવાય. " એમ કહી શાંતિરાય અને તેની પાછળ શિવશંકર પણ સીગરામમાં બેઠા. એકાદ પ્રહર દિવસ જતાં સૌ રાણકનગર જઇ પહોંચ્યા. વહીવટદાર સાહેબ આવ્યા છે એમ સાંભળી ગામનો મુખી, પોલીસ પટેલ, પગી વગેરે સૌ કોઇ પાધર દોડતા આવ્યા અને " ખમા ખમા " કરી વહીવટદાર સાહેબની ખુશામત કરવા લાગી ગયા. કોઇ કારકુનના હાથમાંનો દફતરનો બોજો પોતે ઉપાડી લેઇ પોતાના ઉપરીની પ્રીતિ સંપાદન કરવાને પ્રયત્ન કરવા લાગ્યો અને કોઇ ઉતારો સાફસૂફ કરવાને ગામના હજામને વરદી આપવા દોડી ગયો. આખું ગામડું કોઇ મોટી પ્રવૃત્તિમાં ગુંથાઇ ગયું હોય તેવો દેખાવ થઇ રહ્યો. વહીવટદારની સાથે શાંતિરાયને જોઇને ગામના લોકોએ અનુમાન કર્યું કે તે કોઇ નવા અમલદાર હશે અને તપાસ માટે આવ્યા હશે.

શાંતિરાયે એક બાજુએ ઊભેલા શિવશંકરની પાસે જઇને તેને પૂછ્યું: " મહેતાજી સાહેબ ! આ બધા ગામડાના મુખી વગેરે રાજ્યના નોકર હશે કે કેમ ? "

" હા, રાજ્યના નોકર ખરા, પણ તેમનો સૌથી વધારે ગાઢ સંબંધ વહીવટદાર સાથે રહ્યો એટલે તેઓ પોતાના ઉપરીની આટલી બધી બરદાસ્ત ચાકરીદ્વારા ખુશામત કરે છે. અમારે ત્યાં મોટે ભાગે ઉપરીનું મન દરેક

રીતે સાચવવામાં જ નોકરની નોકરી સફળ થએલી લેખાય છે."

"એ તો બહુ જ ખોટું લેખાય. વહીવટદારનું મન સાચવનાર મુખી કાંઇ ગોટાળો કરે તોપણ તે ફાવી જાય અને એ રીતે રાજ્યને નુકસાન જ થાય."

"જી હા એમ બને ખરૂં, પણ અમારા વહીવટદાર સાહેબની વિચિક્ષણતાથી તેવું કાંઇ થવા પામતું નથી. વખત આવ્યે મુખી, જમાદાર કે પગીને તેમના ગુન્હાને માટે સજા પણ કરે છે અને કાંઇ નજીવો ગુન્હો હોય તો આંખ આડા કાન કરી પોતાની ચિત્તવૃત્તિની ઉદારતા પણ દર્શાવે છે. પણ મોટે ભાગે સઘળા નોકરો વહીવટદારની આંખથી ફફડતા જ રહે, એટલે કાંઇ ગંભીર ગુન્હા બનવા પામે નહિ."

"તેના બદલામાં મુખી વગેરેને શું પગાર મળતો હશે?" શાંતિરાયે ગામડાંઓની વ્યવસ્થા જાણવાની જિજ્ઞાસાથી પૂછ્યું.

"મુખીને નવ રૂપિયાનો પગાર મળે છે અને બે જમાદાર છે તેમને દરેકને પાંચ પાંચ રૂપિયા મળે છે."

"શું? ગામનો ઉપરી મુખી તેને માત્ર નવ રૂપિયા? એટલા ટુંકા વેતનમાં તેઓ પોતાનું પૂરૂં કેવી રીતે કરી શકે? તેઓ ગુન્હા કરવાને, લાંચ લેવાને કે લોકોને હેરાન કરવાને સ્વાભાવિક રીતે જ લલચાય."

શિવશંકરે ઇષત્ સ્મિત કરીને કહ્યું: "જી, ના. એમ નથી બનતું. પગાર ઉપરાંત મુખીને બીજું કેટલુંક પણ મળે. અહીં મુખીને અનાજનું કે ઘી દૂધનું તો ખર્ચ જ ન કરવું

પડે. મુખી ગામના લોકોથી હળતો મળતો રહે એટલે લોકો બિચારા ખુશીથી મણ અધમણ દાણો મુખીને ત્યાં જઇને નાંખી આવે. ઘી દૂધનું પણ તેમ જ. જ્યારે અનાજનો નવો પાક ઉતરે ત્યારે મુખીને ત્યાં બાર માસનું અનાજ એકઠું થાય. આમાં લાંચ જેવું પણ કાંઇ તત્ત્વ નથી, કારણકે જે લોકો આ પ્રમાણે મુખીને અનાજ વગેરે આપે છે, તેઓ તેના બદલામાં મુખી પાસેથી કાંઇ પણ મેળવવાની ઇચ્છા રાખતા નથી. પોતાની સારી લાગણીથી પ્રેરાઇને જ તેઓ એમ કરે છે. નિર્દોષતા હોય છે ત્યાં દોષનું સ્વમ પણ આવતું નથી. ”

“ પણ મુખી આમ કરે છે તે વાત વહીવટદારના જાણવામાં ખરી કે નહિ ? ”

“ વહીવટદાર પણ જાણે અને રાજા સાહેબ પણ જાણે કે ગામડામાં એમ ચાલતું આવ્યું છે અને ચાલ્યાં કરે છે. ટુંકા વેતનમાં સંતોષ માનીને તેઓ રહી શકે છે એથી રાજ્યને લાભ છે અને લોકો આ પ્રકારના વ્યવહારથી મુખી વગેરે રાજ્યનાં માણસો સાથે હળી મળીને રહી શકે છે. બીજે કેટલેક સ્થળે ઘણી વાર એમ જોવામાં આવે છે કે રાજ્યનાં માણસો સાથે લોકોને બનાવ હોતો નથી જેથી ઉભય પક્ષને ત્રાસ પેદા થાય છે. પરસ્પર સદ્‌ભાવની પ્રેરણા કરનારો આ પ્રકારનો જે વ્યવહાર જૂના વખતથી ચાલ્યો આવેલો હોય છે, તેને દૂર કરવાથી જ આ ત્રાસ આદુર્ભૂત થાય છે. અમારે ત્યાં એવો કોઇ પ્રકારનો આંતર્ કલહ નથી. ”

" પોલીસની સાથે પણ લોકો હળીમળીને ચાલે છે ? " મોટાં શહેરોમાં પોલિસ અને લોકો વચ્ચે સ્વાભાવિક રીતે જે ચકમક ઝરી રહ્યો હોય છે, તે સાંભરી આવવાથી **શાંતિરાયે** એ પ્રશ્ન કર્યો.

" અમારે ત્યાં પોલિસ જેવું કાંઈ નથી પરન્તુ લોકોના સંરક્ષણને માટે પગી રાખેલા હોય છે. પગી લોકો રાજ્યના નોકર ગણાય છે પણ તેમને ગામના દરેક ઘર તરફથી વાર્ષિક રૂપિયો બે રૂપિયા જે કાંઇ નક્કી કર્યું હોય છે તે મળે છે. એ સિવાય તેમને બીજો કાંઈ પગાર મળતો નથી, જોકે ખેડૂતો પાસેથી જુવાર બાજરી મળી રહે છે. આ પગી લોકો ગામની ચોકી કરે છે અને જો કોઇની ચોરી થાય છે તો ચોરને પકડી આપે છે. જો ચોર પકડાય નહિ તો જે કાંઇ ચોરી થઇ હોય તે સઘળું પગી લોકો પોતાના પદરનું ભરી આપે છે. પણ મોટે ભાગે ચોરી થતી જ નથી અને થાય છે તો પગી પાસેથી લોકોને ગએલા માલની કીંમત મળી રહે છે. આપનાં મોટાં શહેરોમાં પોલિસથી લોકોનું વધારે સંરક્ષણ થાય છે કે ગામડાંના પગીઓથી તે કહો જોઇએ **શાં**તિરાયભાઇ ! "

" ખરેખર, ગામડાંના વ્યવહારમાંથી ઘણું ઘણું શીખવાનું મળે છે. અમારી પોલિસ તો ચોર પકડાય તો ભલે નહિ તો પ્રજાની કાંઇ જ દરકાર રાખતી નથી ! તેને તો પોતાનું વેતન મળ્યે જ જાય છે ! પણ તેથી પ્રજાના સંરક્ષણમાં ખરેખર ઘટાડો થાય છે. એમ જોતાં આવા પગી લોકો બહુ સારા. "

આ વાતચીત થતી હતી એટલામાં વહીવટદાર, કારકુનો તથા સઘળું મંડળ ગામના ઝાંપામાં પેઠું અને તેમની સાથે **શિવશંકર** તથા **શાંતિરાય** પણ ચાલ્યા. સઘળું મંડળ દરબારી ઉતારામાં પેઠું. વહીવટદારે **શાંતિરાય**ને આગ્રહ કરીને પોતાની સાથે રાખ્યો એટલે **શિવશંકર** પોતાની દીકરી **ભાગીરથી**ને સાસરે ગયો.

બપોર વીત્યા એટલે **શિવશંકર શાંતિરાય**ને નજીકનાં પ્રાચીન ખંડેરો જોવા જવા માટે તેડવાને આવ્યો. **શાંતિરાય શિવશંકર**ની સાથે ગામની પશ્ચિમ દિશાએ એકાદ માઇલ જેટલે દૂર આવેલાં તે ખંડેરો જોવા જવા માટે નીકળ્યો. શિવશંકરે પ્રાથમિક સમજૂતી આપતાં કહ્યું: " **શાંતિરાય**ભાઇ ! આ ગામ **રાણકનગર**ને નામે ઓળખાય છે તેનું ખરૂં કારણ શું હશે તે કાંઇ જાણવામાં નથી; પણ દંતકથા એવી ચાલે છે કે જ્યારે **રાણકદેવી**ના ધણી **રાઙ ખેંગાર**ને મારીને **સિદ્ધરાજ પાટણ** તરફ પાછો ફરતો હતો, ત્યારે તેણે માર્ગમાં અહીં મુકામ કરેલો અને તે વખતે **સિદ્ધરાજે રાણકદેવી**ને પોતાને તાબે થઇ જવા કહેવરાવ્યું પણ **રાણકદેવી**એ તે માન્યું નહિ. **સિદ્ધરાજે** પોતાની સાથે **પાટણ** તરફ ચાલવાનું કહ્યું તે પણ **રાણકદેવી**એ માન્યું નહિ અને કહ્યું કે મારે તો અહીં જ રહેવું છે. પછી **સિદ્ધરાજે** ત્યાં **રાણકદેવી**ને માટે મોટી મોટી મહેલાતો બંધાવી અને પોતે પાછો **જુનાગઢ** ગયો. **જુનાગઢ**થી તેણે એક ભોંયરૂં ખોદાવ્યું અને તે ભોંયરા વાટે એકાએક **રાણકદેવી**ના મહેલમાં પ્રવેશ કરી તેના

ઉપર બળાત્કાર કરવાનો નિશ્ચય કર્યો. એક વાર મધ-રાતે અચાનક તે ભોંયરા વાટે સિદ્ધરાજ આવીને જ્યાં રાણકદેવી દર્ભનું બિછાનું કરીને સૂતી હતી ત્યાં આવી પહોંચ્યો. રાણકદેવી ભોંયરૂં ખોદાયાની કે એવી કાંઇ વાત જાણતી નહોતી એટલે તે તો સિદ્ધરાજને જોઇને એકાએક ગભરાઇ ગઈ, અને પોતાના બિછાનામાંથી ઉઠી એક બાજુ-એ ખસી ગઈ! તે જોઇને સિદ્ધરાજ બોલ્યો:

"સાંભળ કુંળી વેલડી, તને સુંદર ઉગ્યું ફૂલ;
"તારી ને ફૂલની દેહડી, તું શીદને મેળવે છે ધૂળ ?"

આ સાંભળીને રાણકદેવીએ જવાબ આપ્યો કે—

"સાંભળ સધરા સોહામણા, વેલ ને ફૂલ થાય ફૂલ;
"પણ એક વાર આંબે વીંટાણાં, તે કેમ વીંટાય બાવળની શૂળ?"

આ દુહા ભાટ ચારણની વાતોમાં સાંભળવામાં આવે છે. તેનો અર્થ તો તમે સમજ્યા હશો કે રાણકદેવી અને તેનો ફૂલરૂપી દીકરો માણેરો એ બન્નેને પોતાના દેહને વ્યર્થ ધૂળમાં નહિ મેળવવાની સિદ્ધરાજે શિખામણ આપી તેના ઉત્તરમાં રાણકદેવીએ બીજો દૂહો કહેલો. સિદ્ધરાજ રાણકદેવીનો તે જવાબ સાંભળીને ક્રોધાતુર થઇ ગયો એટલે તેણે માણેરાને રાણકદેવીની આંખો સામે મારી નાંખ્યો. રાણકદેવીએ તે સ્થળે સાત માસ સુધી મુકામ રાખેલો અને દર મહીને સાત સાત લાંઘણો કરીને પોતાના પુત્રના મરણનો ખેદ દર્શાવેલો. સિદ્ધરાજનું લશ્કર પણ તે સ્થળે તેટલો વખત સુધી પડી રહ્યું એટલે ત્યાં વેપારીઓનું નાનું ગામ વસી ગયું અને તે રાણકનગર કહેવાયું. આ પ્રમાણે દંતકથા

રાણુકનગરની ઉત્પત્તિના ઇતિહાસને લગતી છે. આપણે જે ખંડેરો જોવા જઇએ છીએ તે તેની પ્રાચીનતામાં હજારેક વર્ષનાં જૂનાં હોય તેમ દેખાય છે ખરું. પડીને ખંડેર થઇ ગએલી રાણકદેવીની મહેલાત, મારી નાંખવામાં આવેલા ભાણેરાની મૂર્તિ વગેરે કેટલુંક ત્યાં છે જે હું તમને બતાવીશ.''

બન્ને જણ ખંડેરોની નિકટમાં જઇ પહોંચ્યા. લગભગ પડીને પાધર બની ગયાં જેવાં તે ખંડેરો હતાં. છોબંધ દીવાલો કેવળ કાળી પડી ગએલી સ્થિતિમાં કેટલેક સ્થળે ઉભેલી જોવામાં આવતી હતી અને કેટલેક સ્થળે તે પણ જમીનદોસ્ત થઇ ગએલી હતી. પત્થરના મજબૂત થાંભલાઓ ઉપર ઊભેલી એક વિશાળ છત્રી હતી અને તે રાણકદેવીની છત્રીને નામે ઓળખાતી હતી તે હજી આબાદ હતી, જો કે વાયુ, વરસાદ અને તાપની અસરથી તે પણ કાળી પડી ગઇ હતી. તે છત્રીની બાજુમાં ખડેર થઇ ગએલો રાણકદેવીનો મહેલ હતો અને મહેલના એક ખૂણામાં ભોંયરાનું દ્વાર હતું. રાણકદેવીના મહેલથી થોડે દૂર એક નાની નદી વહી જતી હતી અને નદીમાં જો કે બહુ પાણી રહેતું નહિ તોપણ બારે માસ તે વહ્યાં કરતી હતી. શિવશંકરે આ સઘળું શાંતિરાયને બતાવ્યું અને સમજાવ્યું: ''આ રાણકદેવીનો મહેલ અને તેની બાજુમાં રહેલી આ છત્રી. લગભગ હજાર વર્ષ થઈ ગયાં છતાં હજી આ ઇમારત ઊભી રહેવા પામી છે ! પ્રાચીન સમયનું ઇમારતી કામ કેટલું મજબૂત થતું તેનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે. થાંભલાની કોતરણી અને મહેલની રચના બન્ને જોવા જેવાં છે. આ

બાજુએ કેવળ જમીનદોસ્ત થઇ ગએલું મકાન જણાય છે તે લોકો કહે છે કે સિદ્ધરાજનો મહેલ હતો. તેની સામે ઊભી છે તે શિવની દહેરી છે પણ તેમાં કાંઇ મૂર્તિ બૂર્તિ રહી હોય તેમ જણાતું નથી. લોકોમાં તે વિષે તરેહવાર વાતો ચાલે છે. કોઇ કહે છે કે ત્યાં આગળ મૂળથી જ શિવની દહેરી હતી અને કોઇ કહે છે કે રાણકદેવીએ ત્યાં શિવના લિંગની સ્થાપના કરી હતી. રાણકદેવીએ સાત માસ સુધી ત્યાં રહીને જ્યારે પાટણ તરફ જવા માંડ્યું ત્યારે તે મૂર્તિ એકાએક અદશ્ય થઇ ગઇ હતી એમ કહેવાય છે. આ સઘળી દંતકથાઓ છે; તેમાં અર્ધું સત્ય, અર્ધું અસત્ય અને ચમત્કાર તો પૂરેપૂરો સમજવો." એમ કહીને શિવશંકરે સ્મિત કર્યું.

શાંતિરાયે કહ્યું: "પણ એ અવસ્થામાંએ દંતકથાઓ આપણા ઇતિહાસને કેટલેક અંશે સાચવી રહી છે, તેમનો તે ઉપકાર આપણે વિસરી જવો જોઇએ નહિ."

મહેતાજીએ આગળ કહ્યું: "હવે જુઓ, આ મહેલોની આસપાસ જે બીજાં ખંડેરો છે તે વિષે કાંઇ ચોક્કસ દંતકથા નથી, પરન્તુ તે સિદ્ધરાજના અશ્વાલય કે અધિકારીઓનાં નિવાસસ્થાન હશે. આ રાણકદેવીના મહેલની રચના ઘણી મનોહર છે. સિદ્ધરાજે રાણકદેવીના મહેલને પોતાના મહેલ કરતાં પણ વધારે સુશોભિત બનાવ્યો હશે, તેમ આ ઉપરથી જણાય છે અને એ સ્વાભાવિક છે કે રાહ ખેંગારના મરણથી રાણકદેવીના ચિત્તમાં જે શોક હતો તે દૂર કરવાને માટે તેના ચિત્તને ઉલ્લાસમાં રાખવા તથા તેને પોતાને વશ

કરવા સિદ્ધરાજે આવા આવા પ્રયત્નો કરી તેની પ્રીતિ સંપાદન કરવાની ઇચ્છા રાખી હોય. હવે આ મહેલના જે એ માળ આજ સુધી ટકી રહેલા આપણે જોઇએ છીએ તેની રચના જુઓ. હાલના રાજા-મહારાજાઓના મહેલની રચના કરતાં આ રચના કેવળ જૂદી જ જણાય છે, તથાપિ આજથી હજાર વર્ષ પહેલાંએ જે રચનાઓ થતી તેમાં જ સુધારો કરીને આજકાલની રચનાઓ કરવામાં આવી હોય એમ જણાયા વિના રહેતું નથી. જુઓ, આ ઓરડામાં દીવાલો ઉપર કાચના નાના નાના રંગીન ટુકડાઓ ચોડેલા જોવામાં આવે છે, અને અત્યારે તો સઘળું ભગ્નાવસ્થામાં છે, પરન્તુ જ્યારે તે સંપૂર્ણ રીતે સુશોભિત હશે ત્યારે કેટલો દેદીપ્યમાન દેખાતો હશે? હાલના રાજા મહારાજાઓ ઉંચી કીસમના કાચ પાથરીને મોટા મોટા ઓરડા શણગારે છે. તેવા ઓરડામાં ઊભા રહીએ તો સર્વત્ર જળ અને ઉંડાણનો આભાસ થાય. એક બીજાનાં પ્રતિબિંબો નાના મોટા અને વિચિત્ર આકારમાં જોઇને આશ્ચર્ય સાથે આનંદ પણ ઉત્પન્ન થાય; પરન્તુ મારા માનવા મુજબ આવા રંગની કારીગરીવાળા ટુકડાઓથી સુશોભિત ઓરડો રાત્રિએ દીપાવલિના પ્રકાશમાં કાંઇ નવીન પ્રકારનો જ દેખાવ આપે. આમાં આપણે માત્ર તે સમયના કારીગરોનું બુદ્ધિકૌશલ્ય જ જોવાનું છે. હવે આપણે ઉપર જઇએ." એમ કહી શિવશંકર આગળ થયો અને એક પત્થરની ગોળ નીસરણીપર થઇને બન્ને જણ ઉપર ગયા. શિવશંકર બોલ્યોઃ "અહીં આગળનું તો બધું નાશ પામી ગએલું જ જણાય છે. છાપરૂં

રહ્યું નથી એટલે તે વખતની સુંદરતાનો અંશ પણ ટકી રહેવા પામ્યો જણાતો નથી."

**શાંતિરાયના** મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા: "અહા! આપણે અત્યારે ક્યાં ઊભા છીએ? જે સ્થાન એક વાર સતી રાણકદેવીના પગથી પવિત્ર થયું હશે તે જ સ્થાન ઉપર આપણે સેંકડો વર્ષ પછી આજે ઊભા છીએ! પવિત્રાત્માઓનું તો માત્ર સ્મરણ જ અવશેષ રહ્યું છે! મહેતાજી સાહેબ! કાળની અનંતતામાં આપણે જ્યારે દૃષ્ટિને સ્થિર કરીએ છીએ ત્યારે આપણને શૂન્યતા જ જણાય છે અને શૂન્યતાના અવલોકનને અંતે આપણે ચમકી જઈએ છીએ."

"આપ ખરું કહો છો. હવે આપણે છત્રીની ઉપર ચડીએ." એમ કહી **શિવશંકર** છત્રીના ઘુમટવાળી અગાશીમાં જઈને ઊભો અને તેની પાછળ **શાંતિરાય** પણ ત્યાં ગયો. **શિવશંકરે** કહ્યું: "આ ઘણું ઉંચું સ્થાન છે અને અહીંથી દૃષ્ટિ કરતાં આપણે આસપાસનો ઘણો વિશાળ પ્રદેશ જોઈ શકીએ છીએ. જુઓ, સામે દૂર રેલ્વેના પાટા અને તેની પેલી મેર જણાય છે તે **ગિરનારનો** પ્રદેશ છે. રેલ્વે આ માર્ગે **ભદ્રાવતી** અને ત્યાંથી **લલિતપુર** જવાની. આ દિશાએ ઝાડનું ઝુંડ દેખાય તે **ચંદનડુંગરીનાં** ચંદનવૃક્ષો છે. મહાત્મા **આનંદગિરિનો** નિવાસ ત્યાં જ છે અને **વિદ્યાસાગરભાઈ** જો લુંટારાઓના કબજામાં હોય તો તે પણ ડુંગરીની નજીકમાં જ ક્યાંક હશે."

**શાંતિરાયને** એકાએક **વિદ્યાસાગર** સ્મૃતિમાં ઉભરાઈ આવ્યો અને તે સાથે **સરસ્વતી, કુસુમચંદ્ર** વગેરે સાંભર્યાં.

ચિત્ત ખિન્નતાનો અનુભવ કરવા લાગ્યું અને વિચારમાળા ચાલી: " અહા ! વિદ્યાસાગર ! તું જે પ્રદેશમાં રહેલો છું તે જ પ્રદેશ અત્યારે મારી આંખોની સામે આવી રહેલો છે તોપણ હું તારી પાસે આવી શકતો નથી ! હું કેવો દુ- ર્ભાગી પ્રાણી ? !

" પંખ નહીં બિનપંખ હોં, કેહિ બિધિ ઉડકે જાઉં ?
" દરસ પિયારે મિંતકો બિનપર કૈસે પાઉં ? "

એટલામાં મહેતાજીએ આગળ ચલાવ્યું: " જુઓ, શાંતિરાયભાઇ ! આ બાજુએ દેખાય છે તે ભદ્રાવતી અને તેની જ સીધી લીંટીમાં રહ્યું તે લલિતપુર, તોપણ બન્ને ગામ વચ્ચે સીધું વીસેક માઇલનું અંતર ખરૂં. ડાબી બા- જુએ જે નદી દેખાય છે તે ગિરનારના એકાદ ઝરણામાંથી નીકળે છે અને નદી છે તો પટમાં નાની, પણ બારે માસ પાણી રહે છે. રાણકનગરને તળાવ–કુવાનું સુખ છે, તોપણ પાણીનો દુકાળ પડે તો તે નદી ઉપયોગની થાય છે; નહિ તો તે જંગલી નદીનો કોઇ ભાવ પણ પૂછતું નથી. ભૂગોળ- વિદ્યામાં નદી અને પર્વતને સૃષ્ટિસૌંદર્યનાં અગત્યનાં અંગ ગણેલાં છે તે અક્ષરશ: ખરૂં છે હો; સૂર્યના તડકામાં ચળ- કતો તે નદીનો રૂપેરી પટ કેટલો સુંદર દેખાય છે ? તેમાં સ્નાન કરી રહેલાં પક્ષીઓનાં ચિત્તનો આહ્લાદ વાયુવેગે આ- પણાં ચિત્તમાં પેસી જતો હોયની તેવો અનુભવ થાય છે. હવે ચાલો, આપણે છત્રીની નીચે જઇએ. "

શિવશંકર અને શાંતિરાય છત્રીની નીચે ઉતર્યા અને માણેરાની સિંદૂરચર્ચિત મૂર્તિની સામે આવીને ઊભા. તે

એક પત્થરમાં કોતરેલી મૂર્તિ હતી, જે ઉપર ચઢેલા સિંદૂરનો રંગ કેવળ ફીક્કો પડી ગએલો હતો અને કેટલેક સ્થળે સિંદૂરના પોપડા પણ ઉખડી આવેલા હતા. મસ્તિક પાસેના એક દરમાં કીડીઓની હારની હાર ચાલી જતી હતી અને ચોતરા ઉપર પડેલા દાણાનાં કણ મ્હોંમાં લેઇ દર તરફ પાછી ફરતી જોવામાં આવતી હતી. **શાંતિ**રાયે કહ્યું:

" **માણ**રા મ રોય, મ કર આંખો રાતીઓ;
" કુળમાં લાગે ખોટ, મરતાં મા ન સંભારીએ.

" એમ **રાણકદેવીએ** તેને ઉપદેશ આપેલો, તે જ **માણેરાને** અહીં સિદ્ધરાજે મારી નાંખ્યો હશે, કેમ ?"

" હા, બરાબર, તે જ **માણેરો**. તમે જે દુહો હમણાં બોલ્યા તે અને બીજા કેટલાક દુહા જ્યારે અમારા ભાટ ચારણ લોકો રાણકદેવીની વાર્તા કહેતાં લલકારીને ગાય છે ત્યારે વાત સાંભળનારાઓ ચોધાર આંસુએ રડે છે ! અહા, પ્રાચીન સમયના ઇતિહાસનું સ્મરણ મનપર કેવી અસર નીપજાવે છે ? "

" ઇતિહાસને લગતી શોધખોળો કરવાને આપણા લોકોમાં જરા પણ ઉત્સાહ જોવામાં નથી આવતો, પણ જો પ્રયત્ન થાય તો આવાં ખંડેરો ઉપરથી ઇતિહાસ ઉપર સારૂં અજવાળું પડી શકે. " **શાંતિ**રાયે કહ્યું.

" બરાબર છે; ચાલો હવે આપણે પેલા ભોંયરાનું મુખદ્વાર જોઇએ. " એમ કહી શિવશંકર અને **શાંતિ**રાય પાછા રાણકદેવીના મહેલમાં આવ્યા કે જ્યાં આગળ એક અંધારાવાળી ઓરડીમાં ભોંયરાનું મુખદ્વાર હતું. મહેતાજીએ

કહ્યું. "આ ભોંયરૂં કેટલું ઉંડું છે તેનો હજી કોઇએ પત્તો મેળવ્યો નથી. લોકોમાં તે વિષે અનેકાનેક ચમત્કારિક વાતો ચાલે છે. રાણકનગરના લોકો તે વિષે હોંશે હોંશે વાત કરે છે. કહે છે કે કેટલાંક વર્ષ પહેલાં આ ભોંયરામાં કોઇ બે અંગ્રેજો પોતાની સાથે મીણબત્તીઓ તથા દીવાનાં બીજાં સાધનો લેઇને ઉતરેલા પણ તે પાછા આવ્યા જ નહિ. વળી એક એવી વાત ચાલે છે કે એક વ્હોરો ગએલો તેણે સોનાની હીંચોળા ખાટપર હીંચતી કોઇ બે રમણીઓને જોએલી પણ તે એકદમ અદ્દશ્ય થઇ ગઇ અને વ્હોરો તે હીંચોળા ખાટનાં બે સોનાનાં કડાં લેઇને પાછો આવ્યો તે બીજે દિવસે મરી ગયો. કોઇ કહે છે કે તેમાં હજારો વર્ષના ઘરડા યોગી લોકો રહે છે અને કોઇ કહે છે કે તેમાં તો ભૂત પિશાચોનો જ નિવાસ છે. આમાં ખરૂં શું છે તે કાંઇ જાણવામાં આવ્યું નથી; લોકમાં ચાલતા ગામ ગપાટા છે."

શાંતેરાયે કહ્યું: "આ ભોંયરાનું બીજું મુખદ્વાર ક્યાં નીકળે છે?"

"કોઈ આરપાર જઇ આવેલું નથી એટલે ચોક્કસ કહી શકાય નહિ. જવું પણ મુસ્કેલ છે, કારણકે માંહે ઝેરી હવાથી માણસ ગુંગળાઈ જવાનો સંભવ છે. લોકો તો એમ વાત કરે છે કે જૂનાગઢમાં આવું એક ભોંયરાનું મુખદ્વાર છે ત્યાં સુધી આ ભોંયરૂં લંબાએલું છે. પછી ખરી વાત તો ગમે તે હોય."

"અંદર સાધારણ રીતે કેટલેક જઇ શકાય છે ?" શાંતિરાયે પૂછ્યું.

"હું કોઇ વાર ગયો નથી એટલે કેમ કહી શકું ? પણ કહે છે આગળ જતાં એક જાળીયા જેવું આવે છે, ત્યાંસુધી કોઇ કોઇ જાય છે; પણ તેટલે જતાં સુધીમાં એ અંધારૂં બહુ આવે છે."

"ચાલો, થોડે સુધી તો આપણે અંદર જઇએ; જોઇએ કેવો અંધકાર આવે છે, હવા કેવી છે, ભોંયરાની બાંધણી કેવી છે ?" શાંતિરાયની કુતૂહલપ્રિયતાએ તેને અંદર જવાને ઉશ્કેર્યા.

શિવશંકરે વાતને ટાળી નાંખતાં કહ્યું: "એમાં શું જોવું છે ? માંહે કોઇ ઝેરી જાનવરો પણ ભરાઇ રહ્યાં હોય !"

"ચાલોને, આપણે બહુ દૂર નહિ જઇએ." એમ કહી શાંતિરાય પગથિયાં ઉતરવા મંડ્યો એટલે શિવશંકરને પણ તેની પાછળ ઉતરવું પડ્યું. પત્થરથી બાંધેલાં પંદરેક પગથીયાં પછી ચારે બાજુએ પત્થરથી બાંધેલું ભોંયરૂં શરૂ થતું હતું. અંદર ઉતરતાં જ ટાઢક ટાઢક થઇ રહી. એક માણસ ઊભો ઊભો ચાલ્યો જઇ શકે તેટલું તે ઉંચું હતું એટલે શાંતિરાય તથા શિવશંકર સહેલાઇથી આગળ ચાલ્યા. પંદર વીસેક વાર આગળ ચાલ્યા એટલે મુખદ્વાર પાસેથી આવતું ઝાંખું અજવાળું બંધ થયું. પુનઃ નીચે ઉતરવાનાં પગથીયાં આવ્યાં અને બન્ને ઉતર્યા એટલે તો ઘોર અંધકાર સિવાય કાંઇ પણ મળે નહિ ! શિવશંકર

બોલ્યો: " **શાંતિ**રાયભાઇ ! હવે તો બહુ જ ગાઢ અંધારૂં આવ્યું, માટે આપણે અહીંથી પાછા ફરીએ. " બોલાએલા શબ્દોનો ભયંકર પડઘો પડ્યો અને આખું ભોંયરૂં ગાજી ઉઠ્યું.

" જુઓ, સામે કાંઇક પ્રકાશ જેવું જણાય છે, ત્યાં આગળ જ તમે કહેતા હતા તે જાળીયું હશે, માટે ત્યાંસુધી તો જઇ આવીએ. " એમ કહી **શાંતિ**રાય આગળ ચાલ્યો. પહેલા ભાગ કરતાં ભોંયરાનો આ ભાગ વધારે મોટો અને વિશાળ આવ્યો. ચાલવાનો રસ્તો પણ પત્થરથી બાંધેલો, આજુબાજુની દીવાલો પણ પત્થરથી બાંધેલી અને માથાપરનું છાપરૂં પણ પત્થર અને લોઢાના બંધથી બાંધીને બનાવેલું હતું. જેમ જેમ **શાંતિ**રાય અને શિવશંકર આગળ ને આગળ ચાલ્યા તેમ તેમ ઠંડક અને અંધકાર વધતાં ગયાં. છેવટે તેઓ અજવાળાવાળા ભાગ પાસે આવી પહોંચ્યા અને ઉંચે નજર કરી તો કોઇ ગુફા જેવા સ્થળેથી ભોંયરામાં ઝાંખું ઝાંખું અજવાળું આવતું દેખાયું. ત્યાં આગળ એક મોટો ચોક પત્થરથી બાંધેલો જણાયો અને સામી બાજુએ પહેલા કરતાં પણ વધારે સાંકડો માર્ગ આગળ જવા માટે જોવામાં આવ્યો. **શાંતિ**રાય તે સાંકડા માર્ગમાં પેઠો એટલે શિવશંકરે તેને અટકાવતાં કહ્યું: " ત્યાંથી હવે આગળ જઇ શકાતું નથી માટે રહેવા દો. "

" આપણે કયાં બહુ દૂર જવું છે ? બે–પાંચ વાર જઇને પાછા આવીશું. " એમ કહી **શાંતિ**રાય થોડે

આગળ ચાલ્યો. શિવશંકર પણ ધીમે ધીમે પગલે તેની પાછળ પાછળ ચાલ્યો. તે બન્ને દશેક વાર દૂર ગયા હશે એટલામાં "ધૂ ધૂ ધૂ ધૂ"નો શોર મચાવતું અને અંધકારમાં ભળી જઇ પોતાના અવાજથી આખા ભોંયરાને ગજાવી મૂકતું કોઇ શાંતિરાયની સામે ધસી આવ્યું ! આ એકાએક ભયપ્રદ શોરથી શિવશંકર તો ત્રાસી જ ગયો અને થરથર કમ્પી ઉઠયો ! શાંતિરાયનું હૃદય પણ ડગમગી ગયું અને પોતાની સામે જોરથી ધસી આવનારની સામે તેણે પોતાની છત્રી આડી ધરી. 'ધૂ ધૂ' કરનાર જ્યાં શાંતિરાયની છત્રી અને શરીર સાથે અથડાયો કે તુરત જ "બાપરે મરી ગયો !" એવો પોકાર તે પાડી ઉઠ્યો.

તે જ ક્ષણે બીજો કોઇ એક જણ તે સ્થળે ધસી આવ્યો અને "શું થયું ? શું થયું ?" એમ પૂછવા મંડી ગયો. શાંતિરાય સમજ્યો કે અહીં કોઇ ચોર તથા બદમાશો ભરાઇ બેઠેલા હોવા જોઇએ. તે એકદમ ગુસ્સો કરતો બોલ્યોઃ "બોલો હરામખોરો ! તમે કોણ છો અને અહીં શામાટે ભરાઇ બેઠા છો ?"

પરન્તુ હજી પેલો પોતાના પોકારમાંથી નવરો પડ્યો નહોતો ! "બાપરે, મરી ગયો, મારી આંખ ફૂટી ગઇ !" એમ તે પોકાર પાડ્યાં જ કરતો હતો. તેનો સાથી તેને પેલા પ્રકાશવાળા ચોક પાસે લેઇને આવ્યો તો જણાયું કે તેની આંખ ફૂટી ગઇ છે અને આખું મ્હોં લોહી લોહાણ બની ગયું છે ! શાંતિરાય અને શિવશંકર પણ તે સ્થળે

આવી પહોંચ્યા. તેઓ સમજી ગયા હતા કે ધૂ ધૂ કરીને ધસી આવનારની આંખમાં છત્રીની લોઢાની દાંડી પેસી જવાથી તેની આંખ ફૂટી ગઇ છે. બન્નેને અંતર્માં જરા દુઃખ લાગી આવ્યું. શાંતિરાયનો રૂઆબદાર પોશાક જોઇને પેલા-ઓમાંનો એક જણ બોલી ઉઠ્યો: “ મા બાપ ! હવે અમારો ગુન્હો માફ કરો ! જુઓને, આ મારા ભાઈની કેવી દશા થઇ છે ? ”

શાંતિરાય સમજી ગયો કે તેઓ કાંઇ ગુન્હાભરેલું કામ કરવાને અહીં ભરાએલા હોવા જોઈએ. તેમનો તે સઘળો હાર્દ તપાસવાને શાંતિરાયે કૃત્રિમતા ધારણ કરતાં રૂઆબથી પૂછ્યું: “ નહિ, તમે જલ્દી બહાર નીકળો; તમારી તપાસ માટે જ હું આવ્યો છું અને તમને વહીવટદારના હાથમાં સોંપવાના છે; બોલો, અહીં તમે શામાટે ભરાઈ બેઠા હતા ? જાતના કોણ છો ? ”

“ જાતે ઠાકરડા છીએ માબાપ ! અમને અમારા ગુન્હાનું ફળ મળી ચૂક્યું છે, માટે હવે અમારાપર મહેરબાની કરીને અમને છોડી મેલો. ” પેલો બોલ્યો.

“ પણ તું અહીં શામાટે ભરાયો હતો તે તો જણાવતો જ નથી ! ”

“ માબાપ ! કહેતાં લજાઇએ છીએ, પણ પેટને માટે પાપ કરવાને અહીં ભરાવા'તા. હવે અમારૂં પોકળ ફૂટી ગયું છે એટલે શું કરીએ ? સાંભળો. આ ભોંયરામાંથી એક શંકરની મૂર્તિ કાઢવાનો અમારો વિચાર હતો અને

તેટલા માટે અમે એક પત્થરનું લિંગ કોતરાવીને લાવ્યા છીએ અને આ ભોંયરામાં ખાડો ખોદી તેમાં દાટી દેવાનો અમારો વિચાર હતો. હજી ગઈ કાલે જ અમે અહીં આવ્યા છીએ અને ખાડો ખોદતા હતા. ”

“ પછી તમે શું કરવાના હતા ? ” શાંતિરાયે આગળ જાણવાની જિજ્ઞાસાથી પૂછ્યું.

“ આ દેવડીની છત્રી પાસે જે શંકરનું મંદિર છે તે મંદિરમાં શંકર નથી. તે શંકર આ ભોંયરામાં પેસી ગયા છે એવું અમે ઠરાવત અને મહાદેવજીએ મને એવું સ્વપ્નું આપ્યું છે એમ લોકોમાં જાહેર કરીને અહીંથી ખાડો ખોદી સૌના આશ્ચર્ય વચ્ચે શંકરની મૂર્તિ કાઢી આપત તથા મંદિરની સ્થાપના કરી જીંદગી સુધી કમાઈ ખાત!”

લોકો કેવી કેવી વિચિત્ર ઠગાઈઓ કરે છે તે સાંભળીને શાંતિરાય ખડખડ હસ્યો. તે બોલ્યો: “ પણ તમારી આ ઠગાઈ લોકોમાં જાહેર ન થઈ જાત ? ”

“ ન જ થાત માબાપ ! ગામડાના લોકોને સમજાવવા જેટલી ચાતુરી તો અમારામાં છે અને વળી સિદ્ધ સાથે કેટલાક સાધક પણ રાખી મૂક્યા હોય ! પીરની માનતા મુંજાવર વધારે તેમ આ નવા શંકરની માનતા ચાલુ કરનારા માણસો પણ અમે થોડા સાધી રાખ્યા છે અને એક વાર લોકોને આસ્થા બેઠી એટલે પછી કેમે કરતાં તે દૂર થવાની જ નહિ. માબાપ ! જો અમારૂં ભાગ્ય વાંકું

ન હોત તો અને આપ ન આવ્યા હોત તો અમે તો ન્યાલ થઇ જાત ? ”

“ આ એક જ કાવતરૂં કર્યું હતું કે બીજું પણ કર્યું છે ? ” શિવશંકરે આશ્ચર્યપૂર્વક આ સઘળું સાંભળી રહીને પૂછ્યું.

“ બીજું એ છે ભાઇ સાહેબ ! આ પાસેના વહે-ળામાંથી ગંગાજી કાઢ્યાં છે ! અહીં શંકર નીકળત અને ત્યાં ગંગાજી નીકળત એટલે લોકોની આસ્થામાં કાંઇ પાર ન રહેત ! ”

“ ગંગાજી કેવી રીતે કાઢ્યાં છે ? ” શાંતિરાયે ચમત્કારિક મુદ્રા કરીને પૂછ્યું.

ગંગાજીનું પાણી સફેદ હોય છે એમ લોકો કહે છે એટલે અમે તે વહેળામાં એક અનુકૂળ જગ્યાએ ચોખાના પાંચ કોથળા દાટી દીધા છે. તે ચોખાની ઉપર થઇને જેટલું પાણી પસાર થાય છે તે સઘળું આખું સફેદ બની જાય છે ! આપને જોવું હોય તો જોઇ આવો ભાઈ સાહેબ!”

શિવશંકર તો આ સઘળી ચમત્કારિક ઠગાઇની વાત સાંભળીને દિગ્મૂઢ જ બની ગયો ! શાંતિરાયને પણ કાંઇ થોડું આશ્ચર્ય ઉત્પન્ન થયું નહોતું. તેણે તે ઠાકરડાઓને કહ્યું: “ જાઓ તમારાં તે ખોટાં કામોનું ફળ તમને મળી ગયું છે, માટે હું તમને છોડી દઉં છું. લોકોને ધર્મ નિમિત્તે ઠગવાને હવેથી આવું માઠું કામ કોઇ દિવસ કરશો નહિ. ” એમ કહી શાંતિરાય અને શિવશંકર ત્યાંથી પાછા ફર્યાં

અને થોડી વારમાં ભોંયરાની બહાર નીકળી ગયા. કુતૂહલની ખાતર તેઓ પેલા વહેળાની પાસે ગયા તો કેટલાક ભાગમાં સફેદ પાણી વહ્યું જતું જોવામાં આવ્યું. **શાંતિરાયે** મહેતાજીને કહ્યું: " મહેતાજી સાહેબ ! જોઇ આ ધર્મઠગાઇઓ ? આ ગંગાજી કેવાં પવિત્ર છે કહો ? અને ભોંયરામાં ભૂત ડાકણ તથા સોનાની હીંચોળાખાટો હોવાની વાતો પણ આવી જ સમજવી. પેલો ધૂ ધ કરતો આવ્યો તે જોઇને બીજાઓ તેને ભૂત જ માને અને પાછા નાસી જાય ! એવી રીતે લોકોમાં વાત ચાલે કે ભોંયરામાં તો ભૂત રહે છે ! ! **गतानुगतिको लोकः** એ વાત અક્ષરશઃ ખરી છે. એક માણસે કાંઇક કર્યું તેનું અનુકરણ જ બીજાઓ કરવાના ! કેટલાક વહેમનો ઉદ્ભવ પણ આવા જ સંજોગોમાંથી થએલો."

થોડી વાર વહેળાના કિનારાપર ફરી **શાંતિરાય** અને મહેતાજી ગામમાં પાછા ફર્યા. વહીવટદારનો રસોઇઓ ક્યારનો **શાંતિરાયની** રાહ જોઇ રહ્યો હતો.



# પ્રકરણ ૬ ઠું.

## કરમાતું કુસુમ.

નર જાત સુખી હશે અહીં કદિ મ્હાલતી સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ.
*                  *                  *                  *
આ હિંદુ લોકનો ચાલ, સહુએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો.

સ્નેહમુદ્રા.

**શિવશંકર** અને **શાંતિરાય** ભોંયરાનું જે કૌતુક જોઇ આવ્યા હતા, તેણે **રાણકનગર**ના લોકોમાં બે દહાડા સુધી અવનવી વાતો ચલાવી. ગામનો પટેલ, મુખી અને વહીવટદારે પણ એ વાત ફેરવી ફેરવીને ત્રણ વાર **શિવશંકર** અને **શાંતિરાય**ને પૂછી અને જે બે દિવસ તેઓ **રાણકનગર**માં રહ્યા તે તો લોકોને સઘળી વાત કહી કહીને મોટા કંટાળા સાથે વીતાડ્યા. ત્રીજે દિવસે **શિવશંકર** પોતાની પુત્રી **ભાગીરથી**ને લેઇને **લલિતપુર** જવા નીકળ્યો. **શાંતિરાય** પણ વહીવટદારની રજા લેઇને **મહેતાજી**ની સાથે **લલિતપુર** ગયો. મહેતાજી ત્રણ ચાર દિવસે પાછા આવ્યા અને તેમને જોઇને નિશાળીઆઓ રાજી રાજી થઇ ગયા. ગામના લોકો પણ " મહેતાજી સાહેબ, આવ્યા કે ? **ભાગીરથી** બ્હેન, તમે પણ આવ્યાં કે ? " એમ કહી કહીને મહેતાજી પ્રત્યે પોતાનો સદ્દભાવ દર્શાવવા લાગ્યા. મહેતાજી બે દિવસ ગામ જાય તો

નિશાળીઆઓને મઝા પડે અને ચમચમતી સોટીનો સ્વાદ ઓછો મળે એટલે પછી તેમને તો સોનાનો સૂરજ ઉગ્યો ! પણ શિવશંકર મહેતાજીના નિશાળીઆઓ તેવા નહોતા. છોકરાઓ મહેતાજી પ્રત્યે પિતાસરખો પૂજ્ય ભાવ રાખતા અને તેનું કારણ શિવશંકરની સરલ બુદ્ધિ તથા છોકરાને ભણાવવા માટે–ધમધમતી વિદ્યા આપવા માટે ચમચમતી સોટી બિલકુલ નહિ વાપરવાની ટેવ હતી. મહેતાજીને જોતાં જ નિશાળીઆઓ કાળ જુએ છે અને ભય પામેલી બીલીની પેઠે આડા અવળા સંતાતા ફરે છે તેનું કારણ મહેતાજીનો કરાળ ચહેરો અને બહુ હાથ ઉપાડવાની ટેવ હોય છે. પરન્તુ શિવશંકર તેવી કુટેવમાંથી મુક્ત હોવાથી નિશાળીયાઓ તેનાથી ડરતા નહિ, હોંશે હોંશે નિશાળે આવતા અને મહેતાજીનું એક પણ વચન ઉથાપતા નહિ. કોઈ પણ નિશાળીઆને ઠપકો આપવાની જરૂર પણ શિવશંકરને હજી સુધી પડી નહોતી અને પાઠ આપવા લેવામાં નિયમિતતા સાચવવાના સ્વભાવને લીધે અભ્યાસમાં કાંઇ અપૂર્ણતા પણ રહેવા પામતી નહિ. છોકરાઓ પણ મહેતાજીની નિયમિતતા જોઇને નિયમિત બનતાં શીખતા અને અગત્યના કારણ વિના ગેરહાજર તો કદાપિ રહેતા નહિ. ગામના લોકો કહેતા કે જો શિવશંકર મહેતાજી માત્ર દશ વરસ સુધી લલિતપુરમાં રહે તો ગામનું એક પણ છોકરૂં થોડું ઘણુંએ ભણ્યાવિના રહે નહિ.

મહેતાજીનું ઘર નિશાળની સાથે જોડાએલું જ હતું.

એક આખા માટીના મકાનમાંનો થોડો ભાગ ઘરમાટે એ-લાહેદો રાખીને બાકીનો સઘળો ભાગ નિશાળને માટે વાપરવામાં આવતો. મહેતાજી અને શાંતિરાય પહેલાં નિશાળમાં ગયા અને ભાગીરથી ઘરમાં ગઇ. નણંદને જોતાં જ લજ્જાવતી રસોડામાં હતી તે મલકાતે મ્હોંએ બહાર ઓસરીમાં દોડી આવી અને ભાગીરથીને ભેટી પડી. ભાગીરથીએ પણ મલકાતે મ્હોંએ ભાભીનાં દુઃખડાં લીધાં અને " કેમ બા, સારાં છો ? પણ જરા સુકાઇ ગયાં ખરાંસ્તો ! " " સાસરે હોઇએ તો જરા સુકાઇએ પણ ખરાં, તમારી પેઠે નહિ કે પીયર જઇએ એટલે સુકાઇએ અને સાસરામાં ફાલીએ ફૂલીએ ! " એવી થોડી તીખી મીઠી વાતચીત પણ થઇ. લજ્જાવતી પુનઃ રસોડામાં પેઠી. એટલામાં એક નિશાળીઓ આવીને કહી ગયો કે " એક મેમાન છે માટે તેટલી રસોઈ વધારે કરજો. "

" હા, ભાભી ! કહે છે કે કોઇ વિદ્યાસાગર નામનો મુંબઇનો વાણીયો ખોવાઇ ગયો છે તેના એ ભાઇબંધ છે; નામે શાંતિરાય છે, તેને બાપાજી સાથે તેડતા આવ્યા છે; તેમને માટે વધુ રાંધવાનું કહેવાનું હું તો ભૂલી જ ગઇ. "

વિદ્યાસાગરને લજ્જાવતી લક્ષ્મીકાંતના નામથી ઓળખતી હતી એટલે વિદ્યાસાગરને તે ઓળખી શકી નહિ અને તેથી તેના મિત્ર શાંતિરાય સંબંધે તેણે કાંઇ વધુ જાણવાની જિજ્ઞાસા પણ કરી નહિ.

ભાગીરથી પોતાના સાસરેથી પિયર આવી તેથી

લજ્જાવતીએ હર્ષ તો બતાવ્યો ખરો પણ તેના અંતરમાં તેટલો હર્ષ નહોતો. ભાગીરથી બહુ જ વિલક્ષણ સ્વભાવની હતી અને તેથી લજ્જાવતીને તેના તરફથી બહુ બહુ ત્રાસ પડતો. તેની સાસુ અને નણંદ જેવી રીતે તેના પર રાજ્ય ચલાવતાં તેવી રીતે તે લજ્જાવતી ઉપર રાજ્ય ચલાવવાને પ્રયત્ન કરતી અને વિશેષમાં સાસુ અને નણંદ બન્નેનું પદ ભાગીરથીને સાચવવાનું હતું એટલે તે લજ્જાવતી પાસે કાંઈક જૂદો જ રૂઆબ બતાવતી. ઘરના કામકાજમાં હાલતાં ને ચાલતાં લજ્જાવતીના દોષ શોધી કાઢીને તેને ભાંડવી, સસરાની આંખોએ અળખામણી કરવી અને જો લજ્જાવતી પોતાનો કાંઇ બચાવ કરે તો "લે, એ આજકાલની વહુ, મારૂં અપમાન કરે ? જો મોટી મેડીએથી ઉતરીને આવી છે તે !" એવાં સેંકડો મ્હેણાં–ટૂંણાં રાત્રિના બાર વાગ્યા સુધી ચાલ્યાં જ કરે. જ્યારે જ્યારે લજ્જાવતી અને ભાગીરથીને લલિતપુરમાં એકત્ર રહેવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે લજ્જાવતીને માથે થવામાં કાંઇ બાકી રહેતું નહિ. આ સઘળાં દુ:ખ તે બિચારી ગરીબ સ્વભાવની નવોઢા ખમી ખાતી અને સ્વામીને જણાવતી નહિ. રવિશંકર પોતાની પત્નીની દુઃખિત સ્થિતિને સમજતો ખરો, પણ મોટી બ્હેન પાસે પત્નીનું ઉપરાણું લેવાની તેનામાં હિંમત નહોતી. મહેતાજીને પુત્રવધૂના સ્વભાવને માટે માન હતું અને પુત્રીના સ્વભાવની નિરંકુશતાનું જ્ઞાન હતું, તોપણ વહુના દેખતાં તેનાથી પુત્રીનું

અપમાન થતું નહિ અને વળી શિવશંકર જાણતો હતો કે જો ભાગીરથીને એક વાર ઠપકો આપીશ તો તે લજ્જાવતી ઉપર વધારે ચ્હીડાશે અને તે બિચારીને ઉલટો વધારે ત્રાસ આપવા લાગશે. આ કારણથી જ્યારે ભાગીરથી પિતૃગૃહે હોય ત્યારે સૌનાં મન ઉંચાં રહેતાં, પણ ગમે તેમ કરીને થોડા દિવસ નિભાવ્યા વિના ચાલતું નહિ. ભાગીરથી આવી અને ઘણે દિવસે નણંદને જોઇને લજ્જાવતીના અંતરનો પ્રેમ ઉભરાયો ખરો, પરન્તુ તુરત જ નણંદે ભાભીને ટોણો માર્યો કે " તમારી પેઠે નહિ કે પીયર જઇએ એટલે સુકાઇએ અને સાસરામાં ફાલીએ ફુલીએ; " ત્યારથી જ લજ્જાવતીનું મ્હોં પડી ગયું અને નણંદ બારણામાં પેસતાં જ પોતાને માથે ત્રાસનો ભારો આવી પડ્યો છે એવું ભાન થઇ આવ્યું. તે સાથે તેના ચિત્તમાં એક વિશેષ ચિન્તાનો સંચાર થયો. સ્વામીના વિયોગે અંતરનું જે દુઃખ સાલતું હતું, તે દુઃખમાં આથી મોટો વધારો થયો અને " હવે મારા દિવસો કેવી રીતે જશે ? " તેવો વિચાર લજ્જાવતીને થઇ આવ્યો.

બપોરે સૌ જમ્યા પછી શિવશંકરે કહ્યું: " શાંતિરાયભાઇ ! આ છોકરાઓના ઘોંઘાટમાં બેસવું આપને નહિ ગમે અને આ ગામડા ગામમાં આપને માટે એલાહેદો ઓરડો કાઢી આપવાની પણ અનુકૂળતા નહિ, માટે આપને નિશાળ પાછળના બગીચામાં બેસવાનું ઠીક પડશે. આંબલીના વૃક્ષની ફરતો જે ચોતરો બાંધેલો છે તે બેઠકને

માટે મજાનો છે અને વળી ત્યાં આખો દિવસ છાંયડો જ રહે છે. બેસવાને ઠીક પડે માટે ગાદી તકીઓ મોકલું છું. એ જ આંબલીનું વૃક્ષ વિદ્યાસાગરભાઇને પણ બહુ પ્યારૂં હતું અને આખો દિવસ તે ત્યાં જ બેસી રહેતા. કેમ ? આપને ત્યાં આગળ ઠીક પડશે ને ? ”

“ અહો ! તેવા ખુલ્લા સ્થળમાં બેસવામાં આનંદ પડે તેમાં શું નવાઇ ? પુસ્તકો વાંચવામાં વખત પણ ગાળી શકાશે અને આસપાસનું સુંદર ગ્રામ્ય દૃશ્ય શહેરના બગીચાઓ કરતાં મને તો વિશેષ આનંદી જણાવાનું. ” એમ કહી પ્રિય મિત્રના પ્રિય સ્થાનને વખત ગાળવા માટે પસંદ કરી તે ત્યાં આગળ બેઠો. ઘટાદાર આંબલીનું વૃક્ષ તેની આસપાસના આખા ચોતરા ઉપર મધુર શીળી છાંયડી પાથરતું હતું અને નજીકમાં ગુલાબ, જાઇ, જુઇ, કરેણ, વગેરેના થોડા છોડવાઓ રોપીને બગીચા જેવું બનાવ્યું હતું તે પણ તે સ્થળની રૂક્ષતાને દૂર કરનારૂં થઇ પડતું હતું. દિવસનો કેટલોક ભાગ અને રાત્રિએ બિછાનાપર જતાં સુધી મહેતાજી સાથે અનેક પ્રકારની ચર્ચા થતી, વિદ્યાસાગર વિષે વાત ચાલતી અને તે ક્યાં હશે, મળી શકશે કે નહિ, મળશે તોપણ તે પાછો મુંબઇ આવશે કે નહિ એ પ્રકારની કલ્પનાના વાતાવરણમાં શિવશંકર અને શાંતિરાયનાં મગજ પાંખો ફફડાવતાં. કોઇ વાર કેળવણી અને તેમાં સુધારા વધારાની અપેક્ષા વિષે વાતચીત ચાલતી તો કોઇ વાર મહેતાજી પોતાના કુટુંબની પારાયણ માંડીને

બેસતા અને પોતાના જૂદા જૂદા અનુભવો જાહેર કરીને સંસારના કપરા પ્રસંગોમાંથી મનુષ્યોએ કેવા પ્રકારનું શિક્ષણ લેવું જોઇએ, તેનું તારતમ્ય કાઢીને શાંતિરાયની પાસે રજૂ કરતા. ગામનો મુખી દોલતસીંગ નામનો ગરા-, સીયો હતો તે પણ મહેતાજી સાથેના પરિચયને લીધે શાંતિરાયનો પરિચયી થયો હતો અને રોજ રાત્રે તે આ વાતચીતમાં ભાગ લેઈ વખત ગાળવા આવતો. તે સઘળા કાર્યમાંથી નિવૃત્ત થતો ત્યારે શાંતિરાય આંબલીના વૃક્ષ નીચે આવીને બેસતો અને કાંઇ પુસ્તક વાંચી અથવા તો કલ્પનાની જાળો ગુંથીને વખત ગાળતો. ત્રણ ચાર દિવસ આમ સહેજે ચાલ્યા ગયા.

રવિશંકરે પોતાની પત્નીને આપવા માટે જે પત્ર શાંતિરાયને સોંપ્યો હતો, તે હજી શાંતિરાય લજ્જાવતીને આપી શકયો નહોતો. રવિશંકરે તે પત્ર ગુપ્ત રીતે આપ-વાનું કહ્યું હતું અને જો તેવી રીતે ન આપવામાં આવે તો મર્યાદાનો લોપ થયો ગણાય એમ રવિશંકરે શાંતિરા-યને સમજાવ્યું હતું એટલે તે પણ કોઇ એકાંતનો પ્રસંગ શોધી પત્ર લજ્જાવતીને આપવાના વિચારમાં હતો, પણ તેવો એકે પ્રસંગ હજી સુધી પ્રાપ્ત થઇ શકયો નહોતો. આજે રહવારમાં શાંતિરાય આંબલીના વૃક્ષની નીચે બેઠો બેઠો પાધરમાં દૃષ્ટિગોચરક્ષિતિજ સુધી લંબાએલાં કપાસનાં ખેતરોનું અવલોકન કરતો અને કાવ્યકલ્પનાના ઘોડાઓને યથેચ્છ દોડાવતો બેઠો હતો, એટલામાં લજ્જાવતી પોતાના

સસરાને શિવપૂજામાં જોઇતાં બીલીપત્રો લેવા આવી. **શાંતિ**રાયનું ધ્યાન તેના આગમન તરફ ખેંચાયું અને રવિશંકરનો પત્ર એકદમ સાંભરી આવ્યો. તેણે આસપાસ નજર કરી તો કોઇ ત્યાં નહોતું. આ પ્રસંગે પેલો પત્ર ગુપ્ત રીતે લજ્જાવતીને આપી દેવાને માટે **શાંતિ**રાયને વિશેષ અનુકૂળ જણાયો અને તેણે કહ્યું: " લજ્જાવતી બ્હેન ! તમને એક પત્ર આપવાનો છે. "

લજ્જાવતીને **શાંતિ**રાય સાથે વાતચીતનો આ પહેલો જ પ્રસંગ હતો. " લજ્જાવતી બ્હેન " જેવા માયાળુ સંબોધનથી લજ્જાવતી **શાંતિ**રાયના સંબોધનનો ઉત્તર આપવાને અચકાઇ નહિ, જો કે મ્હોંમાંથી પ્હેલો જ શબ્દ નીકળતાં તે લજ્જા પામી ગયાવિના ન રહી. ગાલ અને ઓષ્ઠને થર થર કમ્પાવતી, આંખોને ભૂમિ તરફ ટેકાવી રાખી, હાથને બીલીપત્રો ચુંટવામાં રોકી, શરમાતી, સંકોચાતી બોલી: " કોનો પત્ર મને આપવાનો છે ? "

" ભદ્રાવતીથી મને રવિશંકરે પત્ર આપેલો તે તમને આપવાનો છે. " એમ કહી **શાંતિ**રાયે પત્રવાળું પરબીડીયું ગજવામાંથી કાઢીને લજ્જાવતી તરફ ફેંક્યું. સ્વામીના પત્રનું ગ્રહણ કરતાં પણ મર્યાદા સાચવવાના ભયથી શરમાતી સુંદરીએ આસપાસ નજર કરી પત્ર ઉપાડી લીધો અને કંચુકીના ગજવામાં ઘડી વાળીને મૂકી દીધો. રખેને વધુ વાર થવાથી ભાગીરથી ગુસ્સે થશે એવા ભયથી ઝટપટ બીલીપત્ર ચુંટી તે ચાલી ગઇ.

“ પત્રમાં શું લખ્યું હશે ? ” “ મેં તેમને જતી વખતે આપેલા કવિતાવાળા પત્રનો તો તે જવાબ નહિ હોય ? ” “ તેમણે પણ કાંતો કવિતા જ લખી હશે ! ” “ અહા ! ક્યારે વખત મળે ને હું તે લાંબા દિવસે મળેલો પત્ર વાંચી લઉં ? ” એવા એવા આશાતરંગોમાં ઉછળતા હૃદય સાથે લજ્જાવતી ઘરમાં પેઠી અને તુરત જ ઓરડામાંથી વાઘની પેઠે ઘુરકતી ઘુરકતી નણંદ સામે આવીને બોલી: “ ભાભી ! કહો, તમે પેલો કાગળ લીધો તે કોનો છે ? હા, મેં રસોડાના જાળીયામાંથી બરાબર જોયું છે. શાંતિરાયે કાગળ ફેંક્યો અને તમે તે ઉપાડી લીધો ! બોલો, ક્યાં છે તે કાગળ ? કેવો છે ? ક્યાંથી આવ્યો છે ? ”

લજ્જાવતી આ પ્રશ્નપંક્તિથી એકાએક ગભરાયા સરખી બની ગઇ. પોતે જે કાંઇ મર્યાદા સાચવવાની ખાતર ગુપ્ત રીતે કરેલું માનતી હતી, તે ભાગીરથી જોઇ ગઈ છે એમ જાણી તેનું હૃદય કમ્પવા લાગ્યું. તેનાથી કાંઇ પણ જવાબ અપાયો નહિ અને છાતી ભરાઇ જવાથી મ્હોંમાંથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. ભાગીરથી પોતે પૂછેલા પ્રશ્નોના જવાબ મળવાની રાહ જોયા સિવાય એકદમ ભાભીની જડતી લેવા મંડી ગઇ. સણુકાનો છેડો તપાસ્યો પણ ત્યાંથી કાગળ હાથ લાગ્યો નહિ. હાથમાં તો બીલીપત્ર હતાં એટલે તે તો તપાસ્યાં જ નહિ. કંચુકીની તપાસ લેતાં તેના ગજવામાંથી કાગળનું પરબીડીઉં જડી આવ્યું. કાળ સરખાં કરાળ નેત્રો કરતી ભાગીરથી ગાજી ઉઠી: “ બોલો, ભાભી !

તમે શાં શાં કામણુ માંડ્યાં છે, અને આ કોનો કાગળ છે? કોણ રડ્યો તમારો જાર થયો છે અને શાંતિરાય તેનો દલાલ બન્યો છે ? હા, આ કાગળ હું બાપાજીના હાથમાં આપીશ અને તમારૂં સતીપણું બતાવી આવીશ. ઝટપટ માની જાવ, આ કોનો કાગળ છે ? નહિ તો ફોડીને વાંચું છું !"

પોતાના માથાપર આવેલા આક્ષેપો સાંભળતાં જ લજ્જાવતીની આંખોમાંથી ચોધાર આંસુ ખરી પડ્યાં. તે ગરીબ ગાયની પેઠે ઓશિયાળું મ્હોં કરી રડતી અને પાલવવડે આંસુ લ્હોતી ઊભી રહી અને ભાગીરથીનું ભાષણ તો ચાલુ જ રહ્યું: " હા, શી ખબર કે તમે ક્યારના તમારૂં કાળું ચલાવી રહ્યાં હશો ! પણ આજે ચોરી પકડાઈ ! આખો દહાડો શાણી સીતા બની જાવ છો પણ અમને શી ખબર કે મનનાં આવાં કપટી અને કાળમુખાં હશો ? હા, મારા ભાઈનો અવતાર બળી ગયો અને અમારા ઘરને તમે મેશનો ચાંદલો કર્યો ! અમે બ્રાહ્મણ નહિ પણ ચંડાળ બન્યાં, અને તે તમારાં હલકા પગથી જ ? હાય ! હાય ! મારી મા કહેતાં કે બાળક પારણામાંથી તેમ જ વહુ બારણામાંથી કળાય, પણ આ રાંડની ચોરી તો આટલા દહાડા છૂપી જ રહી ! "

જે અસત્ય આળ ભાગીરથી પોતાને માથે ચડાવતી હતી તે લજ્જાવતીથી સહન થઇ શક્યું નહિ, પણ તે મૂળથી જ દબાઇ ગએલી બાળા નણંદની સામે કાંઇ પણ ઉત્તર આપી શકી નહિ. ભાગીરથી એકદમ ગુસ્સો કરતી ધમધમતે

પગલે ઓરડામાં ચાલી ગઇ અને લજ્જાવતી આંસુ સારતી ઓસરીના ખૂણામાં જ બેસી રહી. ભાગીરથીએ ઓરડામાં જઇને કાગળ ફોડ્યો અને વાંચ્યો. તે સમજી કે પોતે લજ્જાવતીને માથે ખોટું આળ ચડાવ્યું છે અને તે ઠીક થયું નહિ. પણ પોતે કરેલા ગુન્હાની ભાભી પાસે માફી માગવી તે તેના કરપદાર સ્વભાવને રૂચ્યું નહિ. તેણે વિચાર્યું: "ભલે, મેં ખોટું કર્યું, પણ વહુઆરૂ માણસને મળી આવા કાગળ–પત્ર શા ? છાના છાના કાગળ લખવા, કાગળમાં કવિતાઓ ચીતરવી અને અજાણ્યા માણસની સાથે લાવવા–મોકલવા, એ વળી શું ?" એમ વિચારી ભાગીરથીએ કાગળ ફાડીને ફેંકી દીધો. શિવશંકર, શાંતિરાય સૌ બપોરે જમ્યા પણ લજ્જાવતી જમી નહિ. ભાગીરથીએ ભાભીને જમવા માટે આગ્રહ પણ કર્યો નહિ. લજ્જાવતીએ આખો દિવસ રડી રડીને ગાળ્યો. તેના મનમાં એ ભય હતો કે ભાગીરથી તે પત્રને સસરાજી પાસે રજુ કરશે તો કેવું ખરાબ દેખાશે ? પોતાને માટે તે બહુ જ શરમભર્યું હતું, એમ લજ્જાશીલ લજ્જાવતી માનતી હતી.

રાત્રિ પડી. સૌ જમી રહ્યા, પણ લજ્જાવતીને જમવું ન ગમ્યું. એકાદ પહોર રાત્રિ ગઇ એટલે ભાગીરથી છણકો કરતી બોલી: " હવે જમી લેને, મોટી સતી થઇને બેઠી છે તે ! ધણી ઉપર છાના છાના કાગળ લખતાં શીખી છે તે જાણી એ તો ! આજથી હું તને કહું છું ખબરદાર મારા ભાઇને બિચારાને એવા એવા કાગળ લખીને દુઃખી કર્યો

છે તો ! તારા જેવી હોય તો બિચારાને સુખે નોકરી પણ શેની કરવા દે ! હા, હું સાફ સાફ કહું છું કે એવા કાગળ લખવા, ને પરાયા માણસો સાથે મોકલવા, પારકાઓ સાથે લાજ મર્યાદા છોડીને એકાંતમાં વાત કરવી, એ બધું કાંઇ અમારા ઘરમાં નહિ ચાલે ! તારા પિયરમાં તેવી છટકેલી વહુઓ હશે પણ અમારે ત્યાં તો લોઢાના સકંજામાં રહેવું પડશે. તારે રહેવું હોય તો રહે, નહિતો જા તારે પિયર, અમારે કાંઇ તારા વિના પડી રહ્યું નથી ! " આટલું સંભળાવીને ભાગીરથી પાછી ચાલી ગઇ. લજ્જાવતીને ફરીથી જમવાનું કહ્યું નહિ અને તે ભૂખી જ રહી. મહેતાજી કે શાંતિરાયના જાણવામાં આમાંનું કાંઇ પણ આવ્યું ન હોતું —ચતુર ભાગીરથીએ પિતાજીના જાણવામાં કાંઇ પણ આવવા દીધું નહોતું.

રાત્રે ગામનો મુખી બેસવા આવ્યો હતો તે ઇધર તીધર વાતો કરીને ગયો એટલે મહેતાજી તથા શાંતિરાય ગૃહસંસાર અને તેનાં સુખ દુઃખો વિષે વાતે ચડ્યા. મહેતાજીએ કહ્યું: " શાંતિરાયભાઇ ! એક રીતે જોતાં આ સંસાર સર્વત્ર દુઃખ અને દુઃખથી જ ભરપૂર દેખાય છે. ક્યાંય પણ ક્ષણભર જીવને વિરામ મળતો જણાતો નથી. વિદ્યાસાગરભાઇએ એવા દુઃખમય સંસારમાંથી દૂર રહેવાનું વિચાર્યું છે, તે એક રીતે જોતાં કાંઇ અનુચિત નથી. સંસારમાં એવી વિલક્ષણ પ્રકૃતિનાં માણસો વસે છે કે વિદ્યાસાગરભાઇ જેવા સત્ત્વગુણી માણસને તેઓના સમાગમમાં આવ-

વાનું કંટાળાભરેલું થઈ પડે તે સ્વાભાવિક છે. પછી માણસ સર્વત્ર ભટકતો રહે અને નિરંકુશપણે પ્રકૃતિની વિવિધ રચનાઓ નિહાળતો અહીં તહીં ભમીને કાળક્ષેપ કરે ત્યારે તેને આનંદ મળે. સંસારનાં કટુ પ્રકૃતિનાં માણસોની વિષમયતા તેવા સજ્જન પુરૂષો સહન કરી શકતા નથી. ”

શાંતિરાય બોલ્યોઃ “ તમે કહ્યું તેવો સ્વાભાવિક કંટાળો દરેક મનુષ્યને પોતાના જીવનમાં કેટલીક વાર આવી ગયો હશે અને અનેક દુઃખમય સંયોગોના સમયમાં શ્મશાનવૈરાગ્યરૂપ એ કંટાળો મનુષ્યના મગજમાં પ્રાદુર્ભૂત થાય તે કાંઇ ગેરવાજબી નથી. પરન્તુ પ્રવૃત્તિ એ જ આ મનુષ્યત્વનો ધર્મ છે અને નિવૃત્તિ તે તેનું અંતિમ પરિણામ છે. લાંબા સમયની પ્રવૃત્તિ છેવટે નિવૃત્તિમાં જ પરિણમવાની. ચાલુ પ્રવૃત્તિ મનુષ્યની મનોવૃત્તિને અનુકૂળ આવે એટલે તે ક્ષણિક લાગણીઓથી દોરવાય અને કંટાળાનો ભોગ થઇ પડે. પરન્તુ એ પ્રકારના શ્મશાનવૈરાગ્યરૂપ એક ક્ષણના પ્રસંગ ઉપર આધાર રાખીને જીવનનું દષ્ટિબિંદુ બદલાવી નાંખવા તરફ પ્રવૃત્ત થઈ જવું તે એક જોખમભરેલું સાહસ ગણાય. મનોવૃત્તિને ચાલુ પ્રવૃત્તિને અનુકૂળ બનાવી સંતુષ્ટ કરવી અર્થાત્ કોઇ પણ પ્રવૃત્તિથી નહિ કંટાળતાં મનને ગુણગ્રાહી બનાવવું તેમાં જ આ સઘળા સંસારની સુખમયતા છે એવું હું તો માનું છું. મનુષ્યોનાં મગજમાં સુખ અને દુઃખના વિકાર ઉત્પન્ન થાય છે તે મનોવૃત્તિના ગુણગ્રાહીપણાની ન્યૂનતાનું જ પરિણામ છે. ”

મહેતાજીએ ક્ષણભર વિચાર કરીને શાંતિપૂર્વક જવાબ આપ્યો: " તમે કહ્યું તે એક સામાન્ય સિદ્ધાંત પ્રમાણે અક્ષરશઃ સત્ય છે પરન્તુ તે સૂક્ષ્મ વિચાર છે. આપણે સંસારીઓ સ્થૂળના જ હમેશના કીડા છીએ. સ્થૂળ પ્રસંગોથી સુખી દુઃખી થવાનો આપણો નિત્યનો સ્વભાવ રહ્યો, તેઓ ગમે તેવા પ્રતિકૂળ સંયોગમાં પણ અનુકૂળ બુદ્ધિ રાખીને ગુણગ્રાહી, સંતોષી કે સુખી કેવી રીતે બની શકીએ ? જુઓ, હું મારો જ દાખલો આપું. ધારો કે આપે કહ્યું તે પ્રમાણે દરેક પ્રસંગમાં સુખી અને અનુકૂળ બુદ્ધિથી હું સંતોષ માનીને રહું અને ક્ષણભર દુઃખના સઘળા વિચારોને મનોવૃત્તિમાંથી દૂર હાંકી કાઢું. પરન્તુ એકાએક મારા પર દુઃખી પ્રસંગોનો હુમલો થાય; એક બાજુએ અહીં સુપરિન્ટેન્ડન્ટ પરીક્ષા લેવા આવનાર હોય, બીજી બાજુએ રવિશંકર કાંઇ અકસ્માતથી માંદો પડી ગયો હોય, ત્રીજી બાજુએ તેની વહુ અહીં ચિંતાતુર હોય, ભાગીરથી પોતાને સાસરે હોય, બીજી પણ કાંઈ કાંઇ ચિંતાઓ મારે માથે આવી પડેલી હોય અને તે સૌની ચિંતા સૌના મધ્યબિંદુ તરીકે મારે પોતાનો જ કરવાની હોય, તો તે દુઃખી પ્રસંગોમાં સુખબુદ્ધિને કેવી રીતે ટકાવી રાખી શકું ? અનુકૂળ બુદ્ધિથી સૌ પ્રસંગોને જોવાનો મારો સિદ્ધાંત તે વખતે અવશ્ય ડગમગી જાય, કંટાળો પણ ઉત્પન્ન થાય, અને સંસાર તે વખતે કડુ કડુ લાગે. આ તો એક માત્ર દાખલો જ છે, પણ ઘણી વાર માણસ સંસારમાં અનેક દિશાએ પ્રતિકૂળ

સંયોગોથી ઘેરાઈ જવા પામે છે અને તે વખતે તેને સંસાર કડવો લાગ્યા વિના રહેતો નથી. આ એક વહેવારૂ બાબત છે."

"તમે કહ્યું તેવી એકી સામટી પ્રતિકૂળતાઓમાં આપણા જેવા સંસારીઓની વૃત્તિ ડગમગી જાય ખરી; પરન્તુ જેઓ—

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।**
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्द्रात्मसंस्तुतिः ॥**

એવા છે તેઓ આવી એક નહિ પણ સેંકડો પ્રતિકૂળતાને સમસુખદુઃખમય દૃષ્ટિથી જોઇ શકે છે. આપણને તો તે સ્થિતિનો વિચાર પણ નહિ આવી શકે. પણ વારૂ, મને સાંભરી આવ્યું કે જ્યારે રવિશંકર હવે ભદ્રાવતીમાં રહેવાના એમ નિશ્ચિત છે ત્યારે તમે પણ ભદ્રાવતીમાં બદલી કરાવી નાંખોને, એટલે પિતાપુત્ર સાથે રહી શકો અને વળી કોઇને હાથે રસોઇ કરવાની ચિંતા નહિ."

"મારો વિચાર એમ ગોઠવણ કરવાનો છે ખરો, પણ અહીંના લોકો અહીંથી મારી બદલી થએલી જોવા રાજી નથી, એટલે તેમના સદ્દભાવને લીધે હું અહીંથી બીજે જઇ શકું તેમ નથી. છતાંએ હવે મારો વિચાર લજ્જાવતીને ભદ્રાવતી મોકલવાનો થયો છે. તેને ત્યાં હાથે રસોઇ કરવાનું બરાબર ફાવતું નથી; અને મને તો બધુંએ ફાવે. હાલ તો થોડા દિવસ ભાગીરથી છે, અને નહિ હોય ત્યારેએ હું તો હાથે ચલાવી લેઇશ."

" ના, બાપાજી, ના." એમ બોલતી **ભાગીરથી** ઘરમાં સૂતી હતી તે એકદમ નિશાળના ઓરડામાં દોડી આવી અને બોલીઃ " વહુને **ભદ્રાવતી** મોકલવાનો વિચાર કરશો નહિ. મોટા ગામમાં વહુવારૂ માણસને એકલું ન રખાય. ભાઇ તો બપોરે નોકરીપર જાય અને પછી વહુ અજાણ્યા પડોશમાં ભટક્યાં કરે એમાં ઠીક નહિ !"

**શાંતિરાય** એકાએક દોડી આવેલી **ભાગીરથીને** જોતાં આશ્ચર્ય પામ્યો અને બોલ્યોઃ " એમાં શું હરકત ? અજાણ્યા પડોશમાંએ બૈરાં તો જલદી હળતાં મળતાં થઇ જાય."

" ના, **શાંતિરાયભાઇ** ! તમે એ કાંઇ ન સમજો. એ તો આજકાલની વહુઓ; તમને કાંઇ ખબર છે ? એનું પરિણામ સારૂં નહિ. વહુ ઉપર કોઇ મોટાની દેખરેખ જોઇએ. બાપાજી ! હમણાં તમે ઉતાવળા થશો નહિ. ભાઇને સુખથી એકલા નોકરી કરવા દો; પછી સૌ સારાં વાંનાં થશે." એમ કહી **ભાગીરથી** ચાલી ગઇ. **રવિશંકરે** કરેલી સૂચનાનો **શાંતિરાયે** અમલ કર્યો, અને મહેતાજીનો વિચાર પણ તેને અનુકૂળ હતો, પરંતુ **ભાગીરથી** એમાં અંતરાયભૂત થઇ. **શાંતિરાયે** પુનઃ વાત છેડી નહિ અને મધ્યરાત્રિ થવાથી સૌ નિદ્રાધિન થયાં.

જેવી રીતે મહેતાજી અને **શાંતિરાય** વચ્ચે ચાલતી વાતચીત ઓરડામાં સૂતાં સૂતાં **ભાગીરથી** સાંભળતી હતી, તેવી રીતે **લજ્જાવતી** પણ સાંભળતી હતી. પોતાને સ્વામી પાસે મોકલવાની વાત સસરાજીએ કરી ત્યારે તે આ મહા-

ત્રાસમાંથી છૂટવા માટે આનંદ પામી હતી; પરન્તુ બીજી જ ક્ષણે ભાગીરથીએ ફેરવેલા ચક્રથી તે નિરાશ થઇ. તે આખા દિવસની ભૂખી હતી અને બિછાનામાં પડી હતી. સ્વામીનો ઘણે દિવસે આવેલો પત્ર પણ તેણે ગુમાવ્યો હતો. પોતે તે વાંચ્યા પહેલાં નણંદને હાથ પડ્યો હતો જેની પાસેથી તે પાછો મળવાની તેને આશા નહોતી. પોતે તે વાંચવા પણ પામી નહિ અને ગુમાવ્યો એ શોકમાં ભૂખના દુઃખને વિસરીને લજ્જાવતી બિછાનામાં પડી હતી, એવામાં સસરાજીના શબ્દોથી તેને જરા આશ્વાસન મળ્યું હતું; પરન્તુ દુર્ભાગ્યે તે આશ્વાસન પણ નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ ગયું અને કરમાતા કુસુમના ભાગ્યમાં સૂર્યનો વધારે આતાપ સહન કરીને [illegible]ીમળાઇ જવાનું જ રહ્યું.

[illegible] દિવસ વહ્યું ચાલ્યા ગયા. દિવસે દિવસે ભાગીરથીની આંખ લજ્જાવતી ઉપર વધારે કરડી થતી જતી હતી. ભાગ્યે જ કોઇ દિવસ એવો ગયો હશે કે તે બિચારીને બે–ચાર વખત આંસુ પાડવા પડયાં ન હોય. હરેક બાબતમાં ડગલે ને પગલે ભાગીરથીના આરોપ અને આક્ષેપ તેને સાંભળવા પડતા. લજ્જાવતી આજ્ઞાશીલ અને સરલ હૃદયની હતી તેમજ સ્ત્રીત્વના ગુણોવાળી પણ હતી. સમજુ પુરૂષો જો ધારે તો ભાગીરથી જેવાના શબ્દોને કૂતરાના ભસવા તુલ્ય માનીને તેની દરકાર ન કરે અને પોતાના કાર્યમાં પ્રવૃત્ત રહે; પરન્તુ લજ્જાવતી જેવી ગરીબ બાળાનું હૃદયબળ એટલા પ્રમાણમાં આગળ વધેલું નહોતું. મ્હેણાં

દૂણુંથી તેને સ્વાભાવિક રીતે દુઃખ થતું, ગાળોના વરસાદથી તેની આંખોમાંથી પણ વરસાદ પડતો અને ભાગીરથીની દોષશોધક દૃષ્ટિથી તે બાળાના સંતાપનો પાર રહેતો નહિ. તે બિચારી બાળાને મન મૂકીને વાત કરવા જેવું એક પણ સ્થાન રહ્યું નહોતું. કોઇ પાડોશી સ્ત્રી બેસવા આવતી તો ભાગીરથી લજ્જાવતીને કામ બતાવીને તેને કામમાં મશગુલ રાખતી અને પોતે તેની સાથે પારાયણ માંડવા બેસતી! આથી લજ્જાવતીના દુઃખનો ઉભરો હૃદયમાં જન્મીને હૃદયમાં જ શમન પામતો હતો. ઝાઝા દિવસથી કરમાતું જતું વદનકુસુમ શાંતિરાયના જાણવામાં આવ્યા વિના ન રહ્યું. લજ્જાવતીની આંખો હમેશાં સૂજેલી જ રહેતી, મ્હોં એશિયાળું અને પડી ગએલું જ રહેતું અને સ્ત્રીના પત્રનો સ્વીકાર કરતી વખતે જે કોમળ મધુર શબ્દો શાંતિરાયના કર્ણપુટપર પડ્યા હતા, તે ત્યારપછી કોઇ પણ વાર સાંભળવામાં આવ્યા નહોતા. ભાગીરથીના સ્વભાવની પરીક્ષા શાંતિરાયે માત્ર થોડા પ્રસંગ ઉપરથી જ કરી હતી. તેની અને મહેતાજીની વચ્ચે લજ્જાવતીને ભદ્રાવતી મોકલવા વિષે જે વાતચીત ચાલતી હતી તે વખતે તે એકદમ દોડી આવીને જે વિચિત્ર સૂચના કરી ગઇ હતી તે ઉપરથી અને લજ્જાવતીના કરમાતા જતા વદનકુસુમ ઉપરથી શાંતિરાય અનુમાન કરી શકયો કે ભાગીરથી પોતાની સરલ હૃદયની ભ્રાતૃપત્ની ઉપર કાંઈ સીતમ ગુજારતી હોવી જોઇએ. તેણે વાતની વાતમાં પોતાનું આ અવલોકન મહેતાજીને કહ્યું અને

સાથે ટીકા પણ કરી કે " તમારા જેવા સકુલ સંસારી પુરૂષના ગૃહમાં આ પ્રકારનો કલહ ન શોભે. "

મહેતાજીએ ભાગીરથી ન સાંભળે એવી રીતે ધીમે કહ્યું: " શાંતિરાયભાઇ ! હવે કહો કે આ દુઃખી પ્રસંગમાં સંતોષ માનીને હું સુખબુદ્ધિ કેવી રીતે રાખી શકું ? મારી ભાગીરથીનો સ્વભાવ કડવો છે તે હું જાણું છું અને તમારે વગર કહ્યે લજ્જાવતીને ત્રાસ પડતો હશે એમ હું માનતો હતો; પણ મારા હાથમાં કાંઇ ઉપાય નથી. ભાગીરથીએ લજ્જાવતીને ભદ્રાવતી મોકલવાની ના કહી; તેણે ના કહ્યા છતાં મોકલું તો એક નવો કલહ ઊભો થાય ! આ સઘળી મુંઝવણનો નિવેડો મારાથી કોઇ રીતે થઇ શકતો નથી. ભાગીરથી અહીં બે ચાર માસ રહેશે, ત્યાં સુધી લજ્જાવતીને સુખ પડનાર નથી, પણ ઉપાય શું ? "

શાંતિરાયે વાતને આગળ ચલાવી નહિ. મહેતાજી જેવા સમજુ માણુસના હાથપગ પણ કેવી રીતે સંસારના વિચિત્ર બંધનથી બંધાઇ જવા પામ્યા છે તેનું ભાન શાંતિરાયને થયું અને તે પોતાના પ્રિય સ્થાન નિશાળ પાછળના નાના બગીચામાં ચાલ્યો ગયો. સંસારના દુઃખમય પ્રસંગોથી ઉત્પન્ન થતો કંટાળો કેટલો વિલક્ષણ હોય છે તેની કલ્પના મગજમાં સ્ફુરી આવી અને લજ્જાવતીની દુઃસ્થિતિની તેને બહુ જ દયા આવી. વિચારમાળા આગળ ચાલી:—" જેવી સ્થિતિ લજ્જાવતીની અહીં છે, તેવી જ સ્થિતિ સરસ્વતીની પોતાના ગૃહસંસારમાં પોતાના ભાઇને લીધે થવા પામશે એવી વિ-

દ્યાસાગરની કલ્પનાએ જ તેમને સંસાર તરફ અભાવ ઉત્પન્ન કરાવ્યો હશે ! બિચારી લજ્જાવતીની દુઃસ્થિતિ મારા હૃદયને કેવું દુઃખ ઉપજાવે છે ? તો વિદ્યાસાગરને સરસ્વતી જેવા કોમળ કુસુમના ભાવી દુઃખની કલ્પના કેમ દુઃખ ઉપજાવ્યા વિના રહે ? ખરેખર, સંસારમાં ઉપજતો સ્મશાનવૈરાગ્ય પણ કેવળ પાયા વિનાનો નથી–સ્વાભાવિક છે. મનુષ્યના સ્વભાવને અનુસરતો જ છે. ”

શાંતિરાયને લલિતપુરમાં આવ્યાને એકાદ અઠવાડીઉં વીતી ગયું હતું. હવે તેણે ભદ્રાવતી પાછાં જવાની પોતાની ઇચ્છા મહેતાજીને જાહેર કરી. આઠ દિવસમાં ભદ્રાવતીથી વિદ્યાસાગરને લગતા કાંઇ પણ ખબર પત્રદ્વારા શાંતિરાયને મળ્યા નહોતા એટલે તે વધારે ચિંતાતુર થયો. યોગી આનંદગિરિ પાસે જવાનો વિચાર પણ મુલ્તવી રાખ્યો.

મહેતાજીએ શાંતિરાયને ખુશીથી રજા આપી અને બીજે દિવસે સ્હવારે રવાના થવાનું ઠરાવ્યું. સ્હવારે સ્નાનને માટે શાંતિરાય ચોકામાં બેઠો અને લજ્જાવતીએ ગરમ પાણીનો ઉન્હામણો તેની પાસે મૂકયો. ભાગીરથી તળાવપર પાણી ભરવા ગઇ હતી, તે પ્રસંગનો યોગ સાધીને લજ્જાવતીએ શાંતિરાયને કહ્યું: “ શાંતિરાયભાઇ ! તમે ભદ્રાવતી જાઓ છો તો એમને કહેજો કે મને પ્રભુના ધામમાં જવાને હવે બહુ વખત નથી. તમે તેમનો પત્ર લાવ્યા હતા તે પણ હું વાંચવા પામી નથી અને નણંદે મારી પાસેથી લેઇને ફાડી નાંખ્યો છે. તેમને કહેજો કે હવે છેલ્લી વારના

એક વાર આવીને મને તેમના દર્શનનું સુખ આપી જાય." આટલું બોલતાંમાં તેના કંઠમાં ભરાઇ આવેલા રૂદને સ્વરની વિકૃતિ કરી નાંખી અને આંખમાંથી અશ્રુધારા સરસર સરી પડી. પોતે આપેલો પત્ર પણ એ ગરીબ બાળા વાંચવા પામી નથી એમ જાણીને શાંતિરાય વિશેષ દુઃખનો ભોગ થઇ પડ્યો અને તેને લજ્જાવતીની મનોવ્યથાને માટે બહુ જ લાગી આવ્યું. શાંતિરાય કાંઈ પણ ઉત્તર આપે તે પહેલાં તો વાઘ જેવી નણંદ હમણાં આવી પહોંચશે એવા ભયથી મનમાં બ્હીતી હરિણી ઓરડામાં ચાલી ગઇ અને સત્વર આંસુ લૂછી નાંખી કામમાં મન પરોવી દુઃખને ભૂલી જવાને વ્યર્થ યત્ન કરવા લાગી.

તે દિવસે બપોરે શાંતિરાય લલિતપુરથી ગાડીમાં બેસી મહેતાજીના સુસત્કાર માટે તેમનો અંતઃકરણથી આભાર માની ભદ્રાવતી તરફ રવાના થઇ ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### લલિતપુરના લુંટારાઓનો પૂર્વ ઈતિહાસ.

લલિતપુર ઉપર સૌથી ઉપરી દેખરેખ સરકારી પોલીટીકલ એજંટની હતી અને સઘળો વહીવટ સરકારે નીમેલો એક મેનેજર ચલાવતો હતો. ગામમાં જમીનદાર ગીરાસીયાઓ હતા અને તેમના હાથમાં જે જમીન હતી તે તેઓ નોકરીઆત સાથીઓ પાસે ખેડાવીને રળી ખાતા. સ્વરૂપસિંગ

નામનો એક વૃદ્ધ ગરાસીયો અને તેના પિત્રાઇઓનાં જૂદાં જૂદાં વીશ પચીશ કુટુંબો લલિતપુરમાં હતાં, તે સિવાય એકે પરાયું કુટુંબ ન હતું. મૂળે ભદ્રાવતીના પૂર્વના રાજાએ લલિતપુર પોતાના ભાયાતને ભાગમાં આપેલું, પરન્તુ જેમ જેમ વર્ષો જતાં ગયાં તેમ તેમ એકલા લલિતપુર ઉપર જ ગુજારો ચલાવનાર ગીરાસીયાનાં કુટુંબો વધી પડ્યાં અને બીજી કાંઇ આવક રહી નહિ. ભદ્રાવતીથી લલિતપુર છૂટું પડ્યાંને સેંકડો વર્ષો વીતી ગયાં અને તે અરસામાં વિસ્તારી ગીરાસીયા કુટુંબો દુખિયાં થઇ ગયાં. સરકારી દેણાં વધતાં ગયાં, સરકારમાં ભરવાના કર–વેરાના ઠેકાણાં પણ રહ્યાં નહિ, અને એવી દુર્દશા જોઇને સરકારે લલિતપુરનો વહીવટ પોતાના હાથમાં લીધો. ગીરાસીયા કુટુંબોને ખેતરો વહેંચી આપ્યાં અને સૌએ તે ખેતરની કમાણીમાંથી પોતાનો ગુજારો ચલાવવો એમ સરકારે ફરમાન કર્યું. ચડી ગયેલું કરજ દર વર્ષે નિયમિત હપ્તાથી સરકારે વસુલ કરવા માંડ્યું એટલે સઘળાં કુટુંબો એકી સાથે સંકડામણમાં આવી પડ્યાં. બાકી જે કાંઈ આવક રહેતી તેમાંથી પેટનું પણ પૂરું થાય નહિ. એક બાજુએ સરકારે પોતાનાં નાણાં વસુલ કરવા માંડ્યાં તેમ બીજી બાજુએ ગીરાસીયાઓ ગામના વેપારીઓના દેણામાં ડૂબવા લાગ્યા. પાંચ પચીસ વરસ એ સ્થિતિમાં ગયાં અને વેપારીઓનું કરજ એટલું વધી ગયું કે તેમાંથી છૂટા થવાની આશા રહી નહિ. મૂળ રકમ ભરાય તોપણ વ્યાજના વ્યાજના મોટા થોકડા ચડેલા તે કાંઈ નાના સૂના નહોતા.

જેમ ગીરાસીયા ઘસાતા ગયા તેમ તેમ વેપારીઓએ બમણાં વ્યાજ લેવા માંડ્યાં અને જ્યારે મોટો અંબાર થયો ત્યારે વધુ લેવડ દેવડ કરવાનો વહેવાર બંધ કર્યો. નાણાં નહિ મળવાથી સરકારમાં ફરીઆદો થઇ. વાણીયો ચોપડામાં જે કાંઈ ખત કરે તે નીચે પોતાનાં હાથકાંડાં કાપી આપેલાં હોય એટલે બિચારા ગીરાસીયાઓ સરકારી કચેરીમાં વાણીયાના દેણાનો ઈનકાર કરી શકયા નહિ અને વાણીયા ઘોડે અસ્વાર બન્યા ! દરબારને ઘેર જમીઓ ગઇ અને ઓશિયાળાં મ્હોંવાળા ગીરાસીયાઓએ વાણિયાની દાઢીમાં હાથ ઘાલીને પાઘડી ઉતારી. પણ **धनान्यर्जयध्वम् धनान्यर्जयध्वम्** એ પ્રમાણે એક જ ઇંદ્રિયનું જ્ઞાન ધરાવનાર વાણીયાઓ માને શાના ? શરીરબળ અને મનોવેગમાં સિંહ જેવા ગીરાસીયાઓએ હલકામાં હલકા પ્રકારની લાચારી દર્શાવી પણ વાણીયા એક ટળીને બે થયા નહિ ! ગીરાસીયાઓને હવે મોટો વિચાર થઈ પડ્યો. સૌમાં સ્વરૂપસિંગ ગીરાસીયો વૃદ્ધ હતો. તેણે પોતાના કુટુંબના અને બીજા પિત્રાઇઓને ગામ બહાર એક પીંપળાના ઝાડ નીચે રાત્રે એકઠા કર્યા. કુટુંબ મોટા વિસ્તારવાળું હતું અને સૌ થોડા ઘણા દેણામાં સપડાએલા હતા. સૌની એક સરખી લાચાર સ્થિતિ હતી અને કાંઇ ઉપાય કરવાને સૌ એક પગે થઇ રહ્યા હતા. ઘરડા અને જુવાન મળીને દોઢસો બસો જણ પીપળા હેઠળ પૂનમના અજવાળામાં એકઠા થયા. સ્વરૂપસિંગે મંત્રણાના પ્રારંભમાં કહ્યું: " ભાઇઓ ! આપણી આ અવદશાનો મારગ કેવી રીતે

કાઢવો તેનો વિચાર કરવાનો છે. સરકારી દેણું તો ભરાયું પણ આપણે વાણીયાનું દેણું કર્યું તે આપણા મહાભોગ મળ્યા છે! હું તો કહું છું કે હે ભગવાન્! જમને આંગણે મને મોકલજે પણ ફરી વાણીયાને આંગણે મોકલીશ નહિ. પણ હવે કરીએ શું? સરકાર તરફથી હુકમનામાં થઇ ગયાં. ખેતર પાદર વાણીયાને દેણામાં આપીએ તોપણ સૌનું કરજ પૂરૂં થશે નહિ એમ હું માનું છું અને વળી પછી આપણે શું ખાઇએ? ઘરમાં રાચરચીલાં કે ઘરેણાં ગાંઠાં કેવાં છે તે સૌ આપણે જાણીએ છીએ. એ સઘળું વાણીયાઓને આપી દઇએ તો દેણું પૂરૂં થાય, પણ આપણે તો ભીખ માંગી ખાનાર બાવા થવાનો જ વખત આવે. માટે હવે શું મારગ લેવાનું સૌની નજરમાં આવે છે તે બધાએ જણાવો. બોલો બાદરશંગ! તમારૂં ધ્યાન શું પહોંચે છે?"

બાદરશંગ સ્વરૂપસિંગની વયનો જ તેનો પિત્રાઇ હતો. વયમાં તે સ્વરૂપસિંગ જેટલો વૃદ્ધ છતાં બુદ્ધિમાં તેના જેટલો વિચિક્ષણ નહોતો. તેણે કહ્યું: "મારૂં ધ્યાન શું પહોંચે, ભાઇશાબ! જુઓને, ગમે તેમ કરીને એ વાણીયાનું દેણું પતાવ્યા વિના આપણે ગામમાં રહી શકીશું નહિ. સરકારનાં હુકમનામાં થયાં એટલે હવે કાંઇ પતાવ્યા વિના ચાલશે? આજકાલ તો કાયદો બળવાન્ છે. આગળના જેવું હોય તો વાણીયા શું ચું કે ચાં કરી શકે?"

જુવાનીયો હિંમત હસીને બોલ્યો: "કાકા, આગળનો વખત ગયો તેની વાત અત્યારે હવે શું કરવી? આગ-

ળી તો ભદ્રાવતીનું રાજ્ય મેળવવાને આપણા બાપદાદા ખૂનખાર લડાઈઓ લડેલા, પણ અત્યારે તેમાંનું કાંઈએ ક્યાં છે ?"

બાદરશંગે કહ્યું: "અરે ભાઈલા! તે માટે તો કહું જ છું કે વાણીયાઓનું દેણું તો પહેલું પતાવી આપવું જોઈશે અને સ્વરૂપસિંગ પણ ખરૂં કહે છે કે ખેતર પાધર અને ઘરબાર વાણીઆને આપી દઈશું તો પછી ખાઈશું શું ?"

• સ્વરૂપસિંગનો એક છેટેનો પિત્રાઈ બોલ્યો: "જરા મારૂં સાંભળો તો હું જરા લંબાણથી મારો વિચાર જણાવું."

સ્વરૂપસિંગે કહ્યું: "કહોને ભાઈ ! એક બીજાના વિચાર જાણવા માટે તો આપણે એકઠા થયા છીએ."

"ત્યારે સાંભળો. સૌથી પહેલાં આપણે હવે ગીરાસીયા મટી જઈને સાધારણ રજપૂત બની જવું. ઘરમાં જે ઘરેણાં ગાંઠાં હોય તે વેચી દેવાં અને તેથી વાણીયાનું દેવું જેટલું પતાવી શકાય તેટલું પતાવવું, પણ ખેતર પાધર તો વેચવાં નહિ. આજ આપણે સાથી રાખીને ખેતી કરીએ છીએ તે બંધ કરીને જાતે ખેતી કરવી. એથી ખરચનો બચાવ થશે અને ખેતીમાં બગાડો થતો અટકશે. એ પેદાશમાંથી આપણું ઘરખરચ કરકસરથી ચલાવવું અને દરવર્ષે થોડું થોડું વેપારીઓને ભરતા જવું. ઘરેણાં ગાંઠાં વિના આપણે ચલાવી શકીશું પણ ખેતર પાધર વિના નાહ ચલાવી શકાય; કારણકે તેપર આપણું પેટ પડેલું છે. આપણે રજ-

પૂત છીએ. આપણાથી બાવા બનીને જગતને ધૂતી ખાવાનું નહિ બને કે રાંક બની ઘેર ઘેર ભીખ માંગવાનું નહિ બને.”

બાદરશંગ બોલ્યો: “ અંહ ! પણ આપણાથી હાથે ખેતી તે કેવી રીતે થાય ? ”

બાદરશંગનું આ બોલવું સાંભળીને સ્વરૂપસિંગ ચીડાઇને બોલ્યો: “ હાથે ખેતી કેમ ન થાય ? પાસે કાંઇ રહ્યું નહિ અને ભીખ માંગતા થયા તોએ હજી તમારૂં દરબારપણું મૂકશો નહિ તો ભીખ માંગશો ભીખ ! હા, હવે તો આપણા હાથે ખેતી કરવી અને બૈરાં ભાત લઇને ખેતર આવે એવું કર્યા વિના નહિ ચાલે ! ”

સર્વત્ર ક્ષોભ પ્રસર્યો. રજપૂતોમાં જૂના વખતથી ચાલતો આવેલો ઓઝલ પડદો એકદમ દૂર કરવાની વાત વૃદ્ધ સ્વરૂપસિંગના મુખમાંથી સાંભળીને સૌ ચમકયા તથા ચીડાયા. બે જણ સાથે બોલી ઉઠ્યા: “ ના, ના, એમ તો નહિ થાય. ખેતી હાથે કરવી તે તો ઠીક, પણ બૈરાં ઓઝલ મૂકીને ખેતર નહિ આવે. ”

સ્વરૂપસિંગે ધીમાશથી કહ્યું: “ વારૂ, એમ. પણ હવે આપણે આપણું દરબારપણું મૂકી દઇને સાદા થઇ જવું જોઇએ, તે વિના આપણે ભૂખે મરવાના છીએ. ”

હિંમતસિંગ બોલ્યો: “ પણ કાકા ! કેટલાંકનાં તો ખેતર પણ વાણીયાને ત્યાં ગીરો પડયાં છે તેનું કેમ થશે ? સૌનાં ખેતર કાંઇ આબાદ નથી. ”

“ તેનું વળી આગળ થાય તે ખરૂં, પણ અત્યારે

આપણે એ તો નક્કી કર્યું કે ઘરની જણુસો વેચીને અસં-તોષી વાણીયાઓને થોડો સંતોષ આપવો અને પછી ધીમે ધીમે દેણું ભરતા જવું." સ્વરૂપસિંગે કહ્યું અને બીજાઓ મૌન રહ્યા. **मौन्यं संमतिलक्षणम्** એ ન્યાયાનુસાર સૌ સ્વરૂપસિંગના મતને મળતા થતા જણાયા અને વીખરાયા. સ્વરૂપસિંગે સૌના દાગીના વેચી આપવાનું માથે લીધું. કેટલાક હલકા દાગીના ભદ્રાવતીમાં વેચ્યા અને મોતીના સાચા તથા બીજા દાગીના વેચવાને સ્વરૂપસિંગ પોતાની સાથે હિંમતસિંગને લેઇને મુંબઇ ગયો. કુસુમચંદ્રને દાગીના વેચાતા આપ્યા જેના બદલામાં બસો રૂપિયા રોકડા તથા ૪૫૦૦ ની નોટો મળી. સ્થળે સ્થળે ભટકીને પોતાની પ્રજેતી નહિ કરવાની ઇચ્છાવાળા ગીરાસીયાઓનો દશ હજાર રૂપિયાનો માલ કુસુમચંદ્રે લગભગ અડધી કીંમતમાં લીધો અને તેમાંએ ૪૫૦૦ ની નોટો કેવળ ખોટી અને બનાવટી આપી !

સ્વરૂપસિંગ નોટો અને રૂપિયા લેઇને ઘેર આવ્યો. ગામડાના વાણીયાએ નોટો લેવા ના કહી એટલે તેના રોકડા રૂપિયા કરવાને સ્વરૂપસિંગ ભદ્રાવતી આવ્યો. ત્યાં તેને જણાયું કે પોતે ભયંકર ઠગાઇનો ભોગ થઇ પડ્યો છે ! તે એકદમ હીબકી ગયો. બનાવટી નોટોને સત્વર ચૂલામાં મૂકી અને પોતાના દુર્ભાગ્યને પોસ પોસ આંસુ પાડીને રડ્યો ! કુટુંબીઓ એકઠા થયા. તે દાગીનામાં સૌના નાના મોટા એક એક બે બે દાગીના હતા અને સૌને આ ઠગાઇ ત્રાસદાયક થઇ પડી. કોઇએ સરકારમાં ફરીઆદ કરવા કહ્યું તો

કોઇએ એવો મત દર્શાવ્યો કે " મુંબઇવાળાઓ સરકારના હાથમાં પણ નહિ પકડાય અને ફરીયાદ કરવા જતાં બસો પાંચસોના ખાડામાં ઉતરવું પડશે તે પણ ક્યાંથી કાઢવા ?' નિરાશાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું. જે કાંઇ હતું તે ગુમાવ્યું અને હવે કરજ કેવી રીતે પતાવવું તેનો વિચાર પુનઃ સૌની દૃષ્ટિ સમીપે આવીને ઊભો રહ્યો. સ્વરૂપસિંગના દાગીના મુંબઇમાં કોઇ સોનેરી ટોળીવાળાએ ઠગી લીધા એવી વાતો નાના ગામડામાં ચાલી. સૌને તેની દયા આવી, પણ લ્હેણદાર વાણીઆની અધીરાઇ તેથી વધી. તેમનો તકાદો વધારે સજ્જડ થયો. ઘરપર જપ્તી લેઇ આવવાની વારંવાર ધમકી અપાઇ. આ ચારે બાજુએથી ઘેરાએલી સ્થિતિથી સ્વરૂપસિંગ અને તેના કુટુંબીઓ ગભરાયા. આખો દિવસ શું કરવું તે ચિંતાનો કીડો જ સૌનું હૃદય ખોતરી ખાવા લાગ્યો. છેવટે સ્વરૂપસિંગે પુનઃ પોતાના કુટુંબીઓ અને પીત્રાઇઓને પીપળા નીચે મેળવ્યા. સૌએ અરણ્યરૂદન ગાયું અને છેવટે નિશ્ચય કર્યો કે " હવે કાંઇ પણ ઉપાય હાથમાં રહ્યો નથી. દુર્ભાગ્યે સૌને ઘેરી લીધા છે, માટે બૈરાંને તેમના બાપને ત્યાં મોકલી સૌએ ઘરબાર છોડી નાસી છૂટવું તથા લુંટારાનો ધંધો કરી પેટનું પૂરૂં કરવું. કદાચ સરકારને હાથ પકડાઇશું તો કહીશું કે બાપજી, અમને કાંઇ કામ ધંધો આપો અને અમારૂં પેટીઉં પૂરૂં કરો ! લુંટફાટ કરતાં કરતાં પકડાઇશું અને મરાઇશું તો તેથી કાંઇ રજપૂતનો દીકરો બ્હી જવાનો નથી ! "

ઉના લોહીના રજપૂતોએ બીજે જ દિવસે પોતાના નિશ્ચયનો અમલ કર્યો. બૈરાંને તેમનાં નાનાં બાળકો સાથે તેમને પિએર મોકલ્યાં અને બીજા બધા દસથી માંડીને સાઠ સીતેર વરસના પુરૂષો ગામ છોડી ગયા. વાણીયાઓએ તેમનાં ખેતર તથા બાકી રહેલી માલમત્તા સરકારમાં અરજી કરીને પોતાને કબજે લીધી અને થોડા દિવસમાં લલિતપુર વાણીયા-બ્રાહ્મણ અને ખેડૂતોનું ગામ બની ગયું. ગીરાસીયા ગામ છોડી ગયા તે ખબર લાંબે વખતે સરકારમાં પહોંચી અને પોલિટિકલે માન્યું કે તેઓ મજુરી કરી ખાવાને કોઇ પરાયા દેશમાં ઉતરી પડ્યા હશે એટલે તેની વધુ તપાસ લેવામાં આવી નહિ.

તે વખતથી લલિતપુર, ભદ્રાવતી, રાણકનગર, ચંદન ડુંગરી અને તેની આસપાસનો પ્રદેશ લુંટારાઓના ઉપદ્રવથી ભયપ્રદ થઇ પડ્યો. લગભગ સો-સવાસો માણસનું એ ધાડું જૂદા જૂદા ભાગોમાં વહેંચાઇ ગયું અને જૂદાં જૂદાં ગુપ્ત સ્થળોમાં નિવાસ કરી રહ્યું. બે કાંઇક ભણેલા ગણેલા જુવાનીયા રાજકોટમાં વેશબાદલો કરીને રહ્યા અને લુંટારાઓના ઉપદ્રવને માટે સરકાર તરફથી કાંઇ તજવીજ થતી હોય અથવા છાપામાં કાંઇ ખબરો છપાતી હોય તેના સમાચાર મેળવી સૌને કહેવરાવવા માટે રોકાયા. સ્વરૂપસિંગ, હિંમતસિંગ ચંદનડુંગરીની નજીકની એક પત્થરની ખાણમાં જ રહેતા હતા અને તેમની સાથે બીજા આઠ માણસો હતાં તે ઉપરાંત સ્વરૂપસિંગની એક દીકરી કેશર-

કુંવર અને હિંમતસિંગનો છ-સાત વર્ષનો નાનો ભાઇ દોલત તે પણ તેમની સાથે ખાણુમાં જ રહેતાં. તે ખાણુ ભયંકર હોવાની લોકોની માનીનતા એ જ એ લુંટારા-મંડળની સુરક્ષિતતા હતી. લુંટારામંડળનું બળ ઘણું મોટું હોવાની વાતો લોકોમાં ચાલતી અને લોકો માનતા કે સઘળા લુંટારાઓ ચંદનડુંગરીની નજીકના કોઇ એક જ સ્થળે રહે છે એટલે લુંટારાઓને પકડવાનું કામ લોકો-માં ઘણું જ મુશ્કેલ મનાતું. રાત્રે તે પ્રદેશમાં આવજા કરવાની હીંમત તો કોઈ પણ ચલાવી શકતું જ નહિ અને દહાડે પણ ઘણાઓ લુંટાતા. ખાસ કરીને વાણીયા તે લૂંટનો ભોગ વધારે પ્રમાણમાં થતા. આસપાસમાં પાંચ-સાત ગાઉ સુધીમાં લુંટારાઓ વટેમાર્ગુઓને રંજાડતા અને લોકો આશ્ચર્ય પામતા કે તેઓ ઘણે દૂર સુધી કેવી રીતે ફરી વળી શકે છે. કેટલાકો પાસે ઘોડાં હતાં અને કેટલાકો ઝાડી, કોતર કે ડુંગરામાં પગપાળા ફરતા તથા જે કોઇ માલેતુજાર હાથમાં આવે તેમને લુંટતા. લુંટના દ્રવ્યમાંથી સૌ પોતપોતાનું ગુજરાન ચલાવતા અને લુંટનો માલ વેચવા જતાં પકડાય નહિ તેટલા માટે ઉત્તર હિંદુસ્તાનમાં બે જણાઓ જઇને કાંઇ ઘાટ દાગીના હોય તે વેચી આવતા. આવી રીતે આ મોટું લુંટારામંડળ પોતાનો ગુજારો કરી રહ્યું હતું. સરકારના કાન સુધી આ લુંટારા-ઓના ત્રાસના ખબર પહોંચ્યા હતા ખરા, પણ મુખ્યત્વે કરીને ચંદનડુંગરી, ભદ્રાવતી અને રાણુકનગરની હદમાં

લુંટ થતી અને સરકારી હદમાં ન થતી. લુંટારાઓ પોતે જ સરકારી હદમાં લુંટ નહિ કરવાની સાવચેતી રાખતા એટલે સરકારને વચ્ચે પડવાની જરૂર જણાતી નહિ. લક્ષ્મણસિંહ તેમને પકડવાને પ્રયત્ન કરતો પણ બે ત્રણ વાર નિષ્ફળ ગયા પછી છેલ્લી વખત અમરસિંગદ્વારા તેણે જાણ્યું કે લુંટારાઓ માણસોનું મોટું બળ ધરાવતા હોવાથી તેમને તાબે કરવાને મોટા લશ્કરની જરૂર પડશે. આ કારણથી તે યોગ્ય સામગ્રી એકઠી કરવાની તજવીજ કર્યાં કરતો હતો. વિદ્યાસાગર લુંટારાઓના હાથમાં જઇ પડ્યા પછી લક્ષ્મણસિંહે પોતાની તૈયારીઓ ઉતાવળથી ચલાવવા માંડી હતી અને પાંચ સાત ઠાકરડાઓને આસપાસમાં ફરતા રાખી લુંટારાઓના રહેઠાણની તપાસ લેવા માટે રોકયા હતા. તેમાંના કેટલાકો લુંટારાના હાથનો માર ખાઇ ચુકયા હતા, પણ તપાસ કાંઈ પણ કરી શકયા નહોતા. આવી રીતે લક્ષ્મણસિંહની સ્થિતિ વધારે ને વધારે ચિન્તાતુર થયે જતી હતી.

લુંટારાઓની સઘળી ટોળીઓનો મુખ્ય નાયક સ્વરૂપસિંગ જ બન્યો હતો. ડુંગરી પાસેની મોટી ખાણમાં તેમણે પોતાનો નિવાસ રાખ્યો હતો અને બીજી જે જે ટોળીઓ આસપાસમાં છૂટી છવાઇ વહેંચાઇ ગઇ હતી તે સઘળી સ્વરૂપસિંગની સલાહ સૂચના પ્રમાણે વર્તતી હતી. સ્વરૂપસિંગ પોતાનાં ગુપ્ત માણસોને આસપાસનાં ગામોમાં જૂદા જૂદા વેશમાં ફરતાં રાખતો અને રોજ રાત્રે તેઓ

સ્વરૂપસિંગની પાસે આવીને ખબર આપતા કે આવતી કાલે ફલાણો માણસ અમુક ગામે જનાર છે અને એની પાસેથી સારો શિકાર મળી શકે તેમ છે! આ ખબરો મળ્યા પછી રાત્રે ને રાત્રે જ સ્વરૂપસિંગ પોતાનું તથા બીજી ટોળીઓની હીલચાલનું પ્રોગ્રામ ઘડી કાઢતો અને તે સર્વને વિદિત કરી સંભાળપૂર્વક વર્તવાનું કહેવરાવતો. રોજ આ પ્રમાણે નિયમિત થયાં કરતું અને સરેરાશ રોજની એક લૂંટ તો થતી જ થતી!

## પ્રકરણ ૮ મું.

### કેશરકુંવર.

કેવિ શાન્ત શીળિ કાન્તિ મુખનિ તારી,
દીપે ઝીણી ચાંદની સમાન પ્યારી,
નેન મીઠડાં ઝરંત અમી ધારે,
સ્મીત મધુરૂં વહે શીતળી લહેરે,

કુસુમમાળા.

સ્વરૂપસિંગની પુત્રી કેશરકુંવર બાર–તેર વર્ષની બાળા હતી પરન્તુ તેના ભરાવાદાર અવયવો, તેજસ્વી ગોળ મુખ, અને યૌવનનો સંચાર એ સઘળા ઉપરથી સોળ સત્તર વર્ષની જ્ઞાતયૌવનામુગ્ધા હોય તેવી ભાસતી હતી. તેના નેત્રો ચળકતાં, ભ્રમર ભ્રમરના સરખી કૃષ્ણવર્ણીય તથા કમાનદાર અને નેત્રની કીકીમાં ચંચળતા છતાં લજ્જાળુતા

હતી. તેનો સુપુષ્ટ કપોલપ્રદેશ તેના ઉત્તમાંગની શોભાને વૃદ્ધિંગત કરતો હતો અને કેશની વિખરાઈ ગએલી લટોથી જ્યારે તેના કપોલ ઘેરાઇ જતા ત્યારે ચંપાનાં સુંદર પુષ્પો ભ્રમરાઓના જૂથથી વીંટળાઇ ગયા હોયની તેવો વિરોધાભાસ પ્રકટિત થતો ! આટલી વયે પણ હજી કેશરકુંવર કુંવારી જ હતી અને તેનું કારણ રજપૂતોમાં કન્યાઓને વરાવવા માટે સારાં ઘર અને સારા વર નહિ મળી શકતા હોવાનું જ હતું. મોટા મોટા રાજમહેલોમાં પણ વીસ વીસ પચ્ચીસ પચીસ વર્ષની કુમારિકાઓ ફરતી હોય છે તે સરખામણીથી સંતોષ માનીને રૂપસિંગે કેશરકુંવરને જલ્દી પરણાવી દેવાની કદાપિ ચિંતા કરી નહોતી. લલિતપુર છોડીને જ્યારે સૌ લુંટારાના ધંધામાં જોડાયા, ત્યારે સ્ત્રીઓને તેમના પિતાને ત્યાં મોકલી દેવામાં આવી હતી, પરન્તુ મોટી ઉંમરના છોકરા તથા છોકરીઓને તેમણે સાથે જ રાખ્યાં હતાં એટલે કેશરકુંવર પોતાના પિતાની સાથે પત્થરની ખાણમાં જ રહેતી અને સૌને રસોઇ કરીને જમાડતી. જ્યારે સૌ કોઇ લુંટમાં કે બીજા કોઇ કામમાં બહાર જતા ત્યારે કેશરકુંવર હિંમતસિંગના નાના ભાઈ દોલતની સાથે નિર્દોષ રમત ગમત કરીને વખત ગાળતી અને ખાણના મ્હોં આગળ એક માણસને રાતદિવસ બેસારી રાખવામાં આવતો તે તેમનું સંરક્ષણ કરતો. લલિતપુરમાં બ્હેનપણીઓના અને બીજાના સહવાસમાં કેશરકુંવર જેટલો આનંદ મેળવી શકતી તેટલો આનંદ આ અંધારાવાળી ગુફામાં મેળવી શકે નહિ તે

સ્વાભાવિક જ હતું, એટલું જ નહિ, પણ ઘણી ઘણી વાર તેને સૂનું સૂનું લાગતું, અંતરના ભાવોમાં વયની સાથે થતો જતો ફેરફાર તેને અકળાવતો અને એ પ્રકારની અકળામણનું કારણ તેનું મન સમજી શકતું નહિ એટલે તે વધારે મુંઝાતી. તે વખતે નાના દોલતની સાથે રમત ગમતમાં આનંદ મેળવવાનું તેને ગમતું નહિ અને આખો દિવસ બિછાનામાં સુસ્ત જ પડી રહેતી. રાત્રે શુકલ પક્ષનો દિવસ હોય અને રાત્રિ જરા ખુશનુમા હોય તો તે બહાર નીકળતી અને આસપાસ ફરી આખો દિવસ ખાણમાં ગોંધાઈ રહેવા રૂપ કેદથી પડેલા ત્રાસમાંથી મુક્ત થતી. તે વખતે તેની ગભરામણ દૂર થતી, તોપણ ધીમે ધીમે વિચારમુગ્ધતા વધતી જતી હતી અને ઘણી વાર મધરાત સુધી તે એક મોટી ખડકની ટોચપર વિચારમાં ને વિચારમાં બેસી રહેતી, છતાં વખતની કાંઇ ખબર રહેતી નહિ.

કેટલીક વાર જ્યારે ખાણમાં રહેવાથી તેને બહુ અકળામણ થતી ત્યારે તે પિતા પાસે ફરિયાદ કરતી કે "બાપુ! મને આખો દિવસ આ ખાણમાં ગોંધાઈ રહેવાનું ગમતું નથી."

સ્વરૂપસિંગ જવાબ આપતો: "હા, બેટા! ઘણુંએ ન ગમે, પણ શું કરીએ? દુ:ખનાં માર્યા એ પણ વેઠી લેવું પડે!" આ જવાબ સાંભળીને કેશરકુંવર આગળ બોલતી નહિ. તે પિતાના સંકટને સત્વર સમજી જતી અને જાણતી કે પોતાનું દુ:ખ પિતાને વધારે મુશ્કેલીમાં લાવનારૂં થઇ ન

પડે, તેટલા માટે પડેલું દુઃખ સહન કરી લેવું. પોતાનો બાપ લુંટારાઓના ધંધામાં જોડાયો તે કેશરને ગમતું નહોતું. તે સમજતી હતી કે ક્ષત્રિયોને આ ધંધો શોભે નહિ. ક્ષત્રિયો ભૂખે મરી જાય તે હક પણ હીણપસ્તીભર્યું કામ કરે નહિ, એ સઘળું તે સમજતી, પણ પોતાની તે બાળક બુદ્ધિ પિતાની પાસે જાહેર કરવાની તેની હિંમત ચાલતી નહિ. તે પોતાના મનના ભાવ મનમાં જ દાબીને બેસી રહેતી. "દુઃખનાં માર્યા સઘળું વેઠી લેવું પડે" એવું જ્યારે તેનો પિતા તેને કહેતો ત્યારે કેશરકુંવરને સામો એવો જવાબ દેવાનું મન થઇ જતું કે "દુઃખનાં માર્યા પણ ચોરીનો કે લુંટારાનો ધંધો શામાટે કરવો જોઇએ કે જેથી આવી રીતે પોતાની મેળે જ ભયમાં અને કેદખાનામાં રહેવાની જરૂર પડે?" પણ તે એટલું બોલવાની હિંમત ધરાવતી નહિ.

લુંટારાઓની આ ટોળકીમાં **વિદ્યાસાગર** આવીને પડ્યો હતો. **ભદ્રાવતી**માં **શાંતિરાય** આવી પહોંચશે અને તેની સાથે પોતાને **મુંબઇ** પાછાં જવાની જરૂર પડશે, એવું માનીને તે **ભદ્રાવતી**માંથી કોઇને કહ્યા વિના **શાંતિરાય**ને જવાબમાં એક કવિતા લખી, તેને પોતાના બિછાના તળે મૂકી તે યોગી **આનંદગિરિ**ના નિવાસસ્થાન તરફ એકલો નિકળી પડ્યો હતો. માર્ગમાં આવતાં તે રાત્રિએ ફરવા નીકળેલા **સ્વરૂપસિંગ** અને તેના સાથીઓના હાથમાં પડ્યો. ચંદ્રના પ્રકાશમાં **સ્વરૂપસિંગ** અને તેની સાથેના **હિંમત**-

સિંગે તેને ઓળખ્યો અને તેમનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠ્યો! પોતાના દાગીનાઓના બદલામાં ખોટી નોટો આપનાર કુસુમચંદ્રનો ભાઇ વિદ્યાસાગર જ એ છે એમ તેઓની ખાત્રી થતાં જ તેઓને જૂનું વૈર સાંભરી આવ્યું. સ્વરૂપસિંગ વિદ્યાસાગરની સામે જોઇને દાંત કચકચાવી રહ્યા અને હિંમતસિંગ બોલ્યો: "કાકા! આપણો ધંધો લુંટનો છે. પણ આને તો આપણે જાનથી મારી નાંખવો જ જોઇએ. લુચ્ચા વિદ્યાસાગરના ભાઇએ આપણને ઠગી લીધા અને તેથી આપણે આવો ધંધો કરવો પડે છે, તો હવે વિદ્યાસાગરને શામાટે જીવતો રાખવો? તેના કાળે આપણી પાસે તેને મોકલી આપ્યો છે! કહો તો માથું ઉડાવી દઉં; એમાં વળી રાહ શી જોવી'તી?"

વિદ્યાસાગરે લુંટારાઓને ઓળખ્યા. દાગીના વેચવા આવનાર વૃદ્ધ ગરાસીયાની સાથે આવેલા યુવાન ગરાસીયા હિંમતસિંગનો સ્વર પણ તેણે ઓળખ્યો. લોભી અને દુર્ગુણી પુરૂષના ભાઇ થવામાં પણ કુદરત કેવો અન્યાય આપે છે તેનો ક્ષણિક વિચાર વિદ્યાસાગરના ચિત્તમાં ઉદ્ભવ્યો અને તુરત અદશ્ય થયો. સ્વરૂપસિંગ બોલ્યો:

"વિદ્યાસાગર! વિદ્યાસાગર! તેં અમારૂં સત્યાનાશ વાળી નાંખ્યું છે! તારા કપટનો ભોગ થઇ પડીને અમારે આ ધંધો કરવો પડે છે! અમારા અંતરનું વૈર લેવાને હવે અમે તને જીવતો રહેવા દેનાર નથી. ચાલ, આગળ ચાલ,

તું અમારી સાથે ચાલ; નહિ આવે તો અહીં જ તને સાફ કરી નાંખીશું."

ઉશ્કેરાએલા ગરાસીયાઓની સાથે દલીલપુરઃસર વાત કરવાનો અત્યારે સમય નહોતો. કાંઇ પણ બોલ્યા વિના તે તેમની સાથે ચાલ્યો અને સૌ થોડી વારમાં ખાણમાં આવી પહોંચ્યા. ઃઆખા દિવસની ગભરામણને દૂર કરવાને ચાંદનીમાં ફરવા સારૂ બહાર નીકળેલી કેશરકુંવર પોતાના પિતાની સાથે એક અપરિચિત માણસને જોઇને સૌની સાથે ખાણની અંદર આવી અને એક જણને પૂછીને સાથે આવેલ અપ-રિચિત માણસસંબંધી કેટલીક માહિતી મેળવી. ખાણમાં પ-હોંચતાં જ હિંમતસિંગ બોલી ઉઠ્યો: " કાકા ! એને અહીં લાવવાનું શું કામ હતું ? ત્યાં ને ત્યાં જ માથું ઉરાડી મેલવું'તું એટલે થયું. "

" ના, ભાઇ ના ! સરકારી જમીનમાં ખૂન કરીને લાસ રઝળતી મેલવામાં કેટલું જોખમ રહેલું છે એ તું કાંઈ સમજે છે ? તારો સ્વભાવ તો ઉતાવળો જ બહુ ! "

હિંમતસિંગ પોતાના વિચારમાં રહેલી ઉતાવળનું પ-રિણામ સમજ્યો અને ચૂપ રહ્યો. કેશરકુંવર તે વાતચીત ઉપરથી સમજી કે તે યુવાન વિદ્યાસાગરને તેનો પિતા મારી નાંખનાર હતો. સૌ એક સ્થળે બેઠા અને કેશરકુંવરે એક દીવેલનું કોડીયું લાવી તેમાં દીવો કરી સૌની વચ્ચે મૂક્યો. ગાઢ અંધકાર કેટલેક અંશે દૂર થયો અને ઝાંખા પ્રકાશમાં સૌનાં મુખ ચળકતાં દેખાયાં. દીવો મૂકીને કેશરકુંવર પિતાની

પાસે જઇને બેઠી અને ધીમેથી પિતાને પૂછવા લાગી: "હેં બાપુ! આ માણુસે જ આપણા દાગીના ઠગી લીધેલા કે?"

"હા, બેટા, એણે નહિ પણ એના સગા ભાઇએ જ, અને તેથી આપણને આજ આવો ધંધો કરવાની જરૂર પડી! અરરર, જ્યારે જ્યારે એ લુચ્ચા વાણીયાનાં મીઠાં મીઠાં વચન સાંભરી આવે છે, ત્યારે ત્યારે મારા કાળજામાં મોટી ઝાળ થાય છે ઝાળ! આ લુચ્ચાને હું મારી નાંખીશ, ત્યારે એ વેરની ઝાળ હોલવાશે!"

કેશરકુંવરે પૂછ્યું: "પણ બાપુ! તેના ભાઇએ આપણને ઠગ્યા અને આપણે આને મારી નાંખીશું તેમાં શું સારૂં? વળી તેને મારી નાંખવાથી આપણને આપણા દાગીના કાંઇ પાછા મળવાના છે?"

બાળપુત્રીના પ્રશ્નોનો ઉત્તર વૃદ્ધ પિતા આપી શક્યો નહિ, પણ હિંમતસિંગ બોલી ઉઠ્યો: "કેશર! તું એમાં શું સમજે? એવા ઠગારા માણુસોનો દુનિયામાંથી નાશ કરવો એ તો મોટું પુણ્યનું કામ છે!"

"પણ બાપુ! એને પૂછો તો ખરા કે તારા ભાઇએ અમને શામાટે ઠગી લીધા; અને જો તે આપણને આપણા દાગીના પાછા આપે તો આપણે તેને જીવતો છોડી દઇએ તો શું ખોટું? મારી નાંખવાથી કાંઇ દાગીના મળવાના છે?"

સ્વરૂપસિંગે વિદ્યાસાગરને ઉદ્દેશીને કહ્યું: "અલ્યા મુંગા મીંદડા! મ્હોં કેમ દેવાઇ ગયું છે? બોલ, કેટલાં પાપી

કામ કરીને આજે તું અમારે હાથે તારો ઉદ્ધાર કરાવવાને માટે આવ્યો છે ?"

વિદ્યાસાગર શાંતિથી બોલ્યોઃ " તમારે જો મને મારી નાંખવો જ હોય તો હું તે માટે તૈયાર છું. મારા ભાઈના ખોટા કામના બદલાનો ભાગ મને પણ મળે તે સ્વાભાવિક છે. જો તમારે મારૂં કહેલું સઘળું શાંતિપૂર્વક સાંભળવું હોય તો એક ચિત્તે ચાંભળો. પછી તમારે મને મારી નાંખવો હોય તો ભલે તેમ કરજો. "

આ શાંત શબ્દોમાં ગુપ્ત રહેલી શાંતિ લુંટારાઓના હૃદય સુધી પહોંચી અને તેઓ સૌ ચૂપ બની ગયા. વિદ્યાસાગરના સભ્ય અને નમ્રતાભર્યા શબ્દોએ સૌનાં તપેલાં ચિત્ત ઉપર જરા શાંતિના જળનું સિંચન કર્યું. કેશરકુંવર પણ આ ઉત્તરથી સઘળું સાંભળવાને ઉત્સુક બની રહી. થોડી વાર રહીને સ્વરૂપસિંગ બોલ્યોઃ " કહે ભાઈ, કહે, તારે જે કહેવું હોય તે એક વાર કહી દે. "

વિદ્યાસાગર બોલ્યોઃ " મારા ભાઈએ તમને ઠગ્યા અને ખોટા નોટ આપ્યા એ વાત તમે ગયા પછી કેટલીક વારે મારા જાણવામાં આવી. એ ભયંકર ઠગાઈથી મારા ચિત્તને બહુ જ ક્લેશ થયો. ભાઈને બે શબ્દો શિખામણના કહ્યા, પણ તેમણે તે માન્યા નહિ. તમારી માઠી સ્થિતિનો જે ઇતિહાસ તમે કહ્યો હતો, તેથી મારા ચિત્તમાં દયા ઉત્પન્ન થઇ હતી અને એવામાં તમે ઠગાયા છો એમ જાણીને મને બેવડું દુઃખ થયું, પણ મારા હાથમાં કાંઇ ઉપાય રહ્યો

નહોતો. ભાઇના વ્યાપારમાં હું કાંઇ ભાગ લેતો નથી. માત્ર અભ્યાસ જ કરૂં છું. આ ભયંકર દગાઇથી અને બીજા કેટલાક પ્રસંગોથી મારા ચિત્તને બહુ જ કલેશ થયો. એવાં પાપો થતાં હોય તે સ્થળે વધારે વખત નહિ રહેવાની ઇચ્છા થઇ આવી અને ઘરબાર સઘળું ત્યજીને કોઇને કહ્યા વિના હું નીકળી ગયો છું: ભદ્રાવતીના રાજાનો હું મેમાન હતો, પણ કેટલાક કારણથી ત્યાં વધુ વખત રહેવાનું મને વાજબી જણાયું નહિ, અને તેથી યોગી આનંદગિરિની પાસે જતો હતો એવામાં તમારો ભેટો થયો. આ મારો ઇતિહાસ છે. મને મારી નાંખવાથી તમને તમારૂં ગએલું ધન પાછું મ-ળવાનું નથી, અને જીવતો રાખશો તોપણ હું ધન કે સં-સારની લાલસા વિનાનો બની ગયો હોવાથી તમને ધન પાછું આપી શકવાનો નથી. અત્યારે મારી પાસે કાંઇ છે પણ નહિ: પણ હા, જો હું પહેલાંના જેવો જ ધનવાન્ હોત તો તમારૂં દ્રવ્ય પરમાત્માની સાક્ષીએ પાછું આપત. ”

આ ખુલાસાથી સૌ ચકિત થયા. પોતાના પાપી ભા-ઇનાં પાપી કામોથી ત્રાસ પામીને સઘળું છોડીને ચાલી ની-કળેલા વિદ્યાસાગરને જોઇને કેશરકુંવર તો એક પૂતળું જ બની ગઇ. દીવાનો ઝાંખો પ્રકાશ વિદ્યાસાગરના મ્હોંપર પડતો હતો, અને તે પ્રકાશથી ચળકતા વદન તરફ તે એકી ટશે જોઇ રહી. સ્વરૂપસિંગ બોલ્યો: “ વિદ્યાસાગરભાઇ ! ખરેખર, તમને જો અમે મારી નાંખ્યા હોત તો અમને પસ્તાવું પડત. તમે ભણેલા ગણેલા છો અને દગાઇનું કામ

કદી કરો નહિ એવી હવે મારી ખાત્રી થાય છે અને તમારા ભાઇએ અમને ઠગ્યા તેમાં તમારો શું વાંક ?"

સૌને વિદ્યાસાગરને જીવતો રાખવાનું જ મન થઇ ગયું હતું, એટલે બે ત્રણ જણ એકી સાથે બોલી ઉઠ્યા: "ખરૂં છે કાકા ! મારી નાંખવાથી શું વળવાનું છે ?"

હિંમતસિંગ બોલી ઉઠ્યો: "તેને જીવતો રાખવાની વાત તો ઠીક; પણ જીવતો છોડી મેલવાનું હવે નહિ બને. આપણું રહેઠાણ તેણે જોઈ લીધું અને હવે જીવતો છોડીએ એટલે પછી દૂધ પાઇને સાપ ઉછેરવા જેવું થાય !"

સર્વાનુમતે એમ ઠર્યું કે વિદ્યાસાગરને ખાણમાં જ રાખવો અને જીવતો છોડવો નહિ. સ્વરૂપસિંગને મન એમ પણ હતું કે કોઇ વાર વળી કાંઇ સલાહ લેવામાં કે વાંચવા લખવામાં વિદ્યાસાગર કામમાં આવશે, એટલે તેની પણ એ બાબતમાં સંમતિ પડી. જનસ્વભાવના પરીક્ષક વિદ્યાસાગરે ત્યાંથી તુરત મુક્ત થવાની માંગણી પણ કરી નહિ, કારણકે તે માંગણીને સ્વીકારવામાં નહિ આવે એમ તે કળી ગયો હતો. એ નવીન સહવાસમાંથી પણ કેટલુંક જાણવાનું મળશે એમ સંતોષ માનીને તે રહ્યો.

*　　*　　*　　*　　*

આજે વિદ્યાસાગરને આ નવીન પ્રકારના કેદખાનામાં પુરાયાને ત્રીજે દિવસ હતો. દિવસે પણ દીવો કરીને રહેવું પડે તેવા અંધારાવાળી એ ખાણમાં વખત ગાળવો તે વિદ્યાસાગરને બહુ મુશ્કેલ જણાયું. ફક્ત જ્યારે મધ્યાહ્‌ન હોય

અને આકાશ વાદળાં વિનાનું સ્વચ્છ હોય ત્યારે ત્યાં આગળ દિવસનો ઝાંખો પ્રકાશ આવતો અને તે વિના સ્હવાર સાંજ દીવો કર્યા વિના ચાલતું નહિ. પ્રકાશ એ મનુષ્ય પ્રાણીનું જ નહિ પણ પશુ પક્ષીઓ અને વનસ્પતિનું પણ જીવન છે. પ્રકાશ વિનાનું સ્થળ ત્રાસજનક અને ઉદ્વેગ આપનારૂં થઇ પડે છે. વિદ્યાસાગરને તે અંધારામાં ન ગમે તે સ્વાભાવિક જ હતું. તેણે સ્વરૂપસિંગને એક બે વખત કહ્યું કે " મને કોઇ અજવાળાવાળા સ્થળમાં રાખો તો ઠીક; હું ક્યાંય પણ નાસી જનાર નથી એ ચોક્કસ માનજો. અજાણ્યા પ્રદેશમાં ભમવાને હું ઘર છોડીને નીકળ્યો છું અને જેમ બીજા અજાણ્યાઓમાં રહું તેમ તમારામાં રહેવાને પણ મને કાંઇ વાંધો નથી. તમે રજા આપશો ત્યારે જ હું જઇશ. "

" જુઓ, વિદ્યાસાગરભાઇ ! એમ કાંઇ બનવાનું નથી. તમારે અહીં જ રહેવું પડશે. અમે પણ જુઓને માથું મૂકીને જ રહીએ છીએને ? માટે એ વાત બોલશો નહિ. હા, રાત્રે ચાંદનીમાં બહાર ફરવું હોય તો કાંઇ વાંધો નથી અને વખત ગાળવા માટે તમને ક્યાંકથી ચોપડીઓ લાવી આપીશું, એટલે તમને અહીં ગમશે. "

વિદ્યાસાગરની માંગણીનો સ્વીકાર ન થયો. અંધકારવાળા સ્થળમાં રાતદિવસ બેસી બેસીને ગાળવાં તે કેટલી ભયંકર કેદ છે એ માત્ર અનુભવીઓ જ સમજી શકે. કેશરકુંવરને તેનો કેટલોક અનુભવ હતો, પણ તે રાંધવા ખાવામાં

તથા નાના દોલતની સાથે રમત ગમત કરવામાં કેટલાક દિવસ ગાળતી એટલે તેને દિવસ ગાળવો તે વિદ્યાસાગરના જેટલું કઠણ થઈ પડતું નહિ. છતાં વિદ્યાસાગરની મુસ્કેલીની કલ્પના તે કરી શકી. વિદ્યાસાગરને ત્યાં આગળ જ રહેવાનું ઠર્યું એટલે દોલત ઉપરાંત એક બીજું માણસ પણ પોતાને વાતચીતમાં વખત ગાળવા માટે મળ્યું એમ જાણી તેને આનંદ થયો. પહેલે દિવસ તો તે બાળા એક અજાણ્યા યુવકની સાથે શરમ છોડીને વાતચીત કરી શકી નહિ અને તે જ દિવસ વિદ્યાસાગરને એક સ્થળે મુંગા મુંગા બેસી રહેવાનું હોવાથી મુશ્કેલીભર્યો થઇ પડ્યો. સ્વરૂપસિંગ પાસે તેણે કરેલી માંગણી નિષ્ફળ ગઇ અને એ કેદખાનું મુશ્કેલીભર્યું જ થઇ પડશે એમ તેણે અનુમાન કર્યું. બીજા દિવસથી કેશરકુંવરે વિદ્યાસાગર સાથે વાતચીતનો પ્રસંગ પાડ્યો, પણ તેની પાસે ઊભા રહીને કે બેસીને વધારે વખત વાતચીત કરતાં તેનો જીવ ચાલતો નહિ. તે એક પળ કરતાં વધારે વખત સુધી વિદ્યાસાગરની સાથે આંખો પણ મેળવી શકતી નહિ અને વિદ્યાસાગર પણ એ બાળાની અવસ્થા, સ્થળ અને પ્રસંગનો વિચાર કરીને વાતચીતને બહુ લંબાવતો નહિ. પરન્તુ બન્નેની અનિચ્છા છતાં તેમને વાતચીતનો અને પૂછપરછનો વધારે પ્રસંગ પડતો. આખો દિવસ એ આખી ઉંડી ખાણમાં વિદ્યાસાગર, કેશરકુંવર અને દોલત સિવાય બીજું કોઇ હોય નહિ. એક માણસ ખાણમાં પેસવાના સ્થળ આગળ બેસી રહેતો, પણ તે તો ખાણની

અંદરના ભાગ કરતાં બહુ જ દૂર હતો. આથી વખત ગાળવા નિમિત્તે, મનનો ઉદ્વેગ દૂર કરવા નિમિત્તે અને એકત્ર સહવાસ નિમિત્તે તેમને ઘણી વાર વાતચીતનો પ્રસંગ પડતો. બે દિવસમાં તો બન્નેના નિર્મળ ભાવ એટલી હદ સુધી ગયા કે રસિક કેશરકુંવર વિદ્યાસાગરના મુખમાંથી નીકળતી દરેક વાત સાંભળવાને તેનાથી ક્ષણભર પણ દૂર જતી નહિ. તેના થોડા સહવાસ ઉપરથી વિદ્યાસાગર સમજી શક્યો કે કેશરકુંવર જ્ઞાતયૌવનામુગ્ધા કુમારિકા છતાં તેના હૃદયના ભાવ નિર્મળ હતા અને તેની આંખો વિકારવિહીન હતી. પોતાનું હૃદય વિકારવિવશ નહોતું તેની વિદ્યાસાગરને ખાત્રી જ હતી અને તેથી કેશરકુંવર સાથે વાતચીતનો પરિચય હમેશાં પવિત્રતા જાળવી જ રાખશે એવી તેની ખાત્રી હોવાને લીધે તે સમાગમ વધતો જાય એમાં તેણે કાંઇ વાંધો જોયો નહિ. ગરાસીયાઓ સ્હવારમાં ઘણું કરીને પોતાનાં ઘોડાં લેઇને શિકાર શોધવાને નીકળી પડ્યા હોય એટલે ત્યારથી વિદ્યાસાગર અને કેશરકુંવર નવરાં પડતાં. કેશરકુંવર પોતાની સ્વર્ગસ્થ માતાની અને પોતાની નાની વયમાં જોએલી જાહોજલાલીની વાતો કરતી અને વિદ્યાસાગર તે બાળાની વાતોમાં જ રસ લેઇને તેને અભિતૃપ્ત કરવાને યત્ન કરતો.

વિદ્વાન્ અથવા તો ઉચ્ચ વિષય સંબંધે વાતચીત અને વિચારમાં રસ લેનારાઓમાંના કેટલાક સામાન્ય માણસોની વાતો સાંભળતાં કંટાળી જાય છે અને તે એક પ્રકારની કુટેવ છે. સંસારમાં પૃથક્ પૃથક્ ટેવોવાળા અને પૃથક્ પૃથક્ રસભોગી

પુરૂષોની સાથે મનુષ્યોને સમાગમમાં આવવું પડે છે અને તેથી તે દરેકની વાતચીત શાંતિપૂર્વક સાંભળી, તેમાં રસ લેઈ તેના તરફ પૂરતું ધ્યાન આપવું એ ઉંચા. પ્રકારની સભ્યતા છે. કેશરકુંવરની વાતો વિદ્યાસાગરની રૂચિને અનુસરતી નહોતી, તોપણ તે તે રસપૂર્વક સાંભળતો અને પોતા સંબંધી પણ તે જ પ્રકારની વાતો કેશરકુંવરને સંભળાવી તેને અભિતૃપ્ત કરતો.

આજે બપોરે વાતચીતનો પ્રારંભ કરતાં કેશરકુંવરે પુછ્યું: "હે વિદ્યાસાગર! જ્યારે તમે આટલા ઉંચા ભાવના માણસ છો, ત્યારે પરણ્યાવિના અને સંસારમાં પડ્યા વિના આમ એકદમ ઘર છોડી કેમ નીકળી ગયા છો?"

"કેશરકુંવર! તમે જાણો છો કે સંસારના કપટથી જ હું કંટાળેલો છું. પાપી અને સ્વાર્થી મનુષ્યોના સહવાસમાં રહેવાનું મને ગમતું નથી અને તે જ કારણથી મહાપુરૂષોએ સંસારને વિષમય કહ્યો છે."

"તમારા જેવા હુંશિયાર માણસ તો ઝેરમાંથી પણ અમૃત શોધી કાઢે, તો સંસારમાં તે તમને શું એટલું બધું ઝેર જણાયું?"

"કેશરકુંવર!" વિદ્યાસાગરે મંદ સ્મિત કરીને કહ્યું: "હું ઝેરમાંથી અમૃત શોધી કાઢી શકયો નહિ, એટલે સઘળું મને ઝેર જ જણાયું. જુઓને, તમારો જ દાખલો લ્યો. કપટી માણસો પોતાનો થોડો સ્વાર્થ સાધવાને કપટ કરી કેટલાં માણસોને દુઃખનું કારણ થઇ પડે છે? એવા

વિષમય અમૃતનો સ્વાદ ચાખવાથી પણ શું લાભ ?"

કેશરકુંવર આગળ કાંઇ દલીલ કરી શકી નહિ. તેણે શરમાઇને નીચું જોયું અને કહ્યું: " હું જો તમારા જેવું ભણી હોત તો તમારી બુદ્ધિને બરાબર રૂચે તેવો જવાબ આપી શકત."

" ત્યારે તમે કેમ ભણ્યાં નહિ ?"

" ગામડામાં અમે ક્યાંથી ભણી શકીએ ? હું નાની હતી ત્યારે મારી માએ મને ઘરમાં રહીને બે ચોપડીઓ ભણાવેલી, ત્યારપછી તો તે મરી ગઈ એટલે સઘળું અટક્યું. મારી મા જો અત્યારે જીવતી હોય તો અમારા આ હાલ ન હોય, વિદ્યાસાગરભાઇ !"

" ખરૂં છે, સ્ત્રીવર્ગમાં ક્ષત્રિયાણીઓ બહુ ડાહી ગણાય છે." વિદ્યાસાગરે કહ્યું.

" પણ એનું ડહાપણ તો એવુંકની કે આજે મારા બાપુ પણ તેની બુદ્ધિને સંભારીને કેટલીક વાર રડે છે ! મારા બાપુ આ લુંટારાનો ધંધો કરે છે તે મને તો જરાએ ગમતું નથી; પણ મારાથી તેમને કાંઇ એવું કહેવાય ? પણ જો મારી મા અત્યારે હોય તો તે તેમને કદી આવું કામ કરવા દે નહિ અને હજારો બીજી તદબીરો શોધી કાઢે."

" ખરૂં છે; લુંટનો ધંધો કાંઇ સારો નહિ; આબરૂદાર તો નહિ જ પણ જોખમભરેલોએ બહુ. ત્યારે તમે તમારા પિતાને સમજાવોને ?"

" હું તેમની પાસે બાળક કહેવાઉં. મારૂં શું ગજું?

વળી તે મારૂં સાંભળે નહિ અને માને પણ નહિ. તમે કોઇ વાર વાતચીત કાઢીને તેમને સમજાવજો. હું તેમાં ટાપશી પૂરીશ. પણ તે તો એમ કહેશે કે જ્યારે લુંટ ન કરીએ ત્યારે ખાઇએ શું ? પછી તમે શું જવાબ આપશો ?"

"ઠીક છે; તે સઘળું હું મનમાં ગોઠવી રાખીશ અને વખત આવશે એટલે તેમને સમજાવીશ." એમ કહી વિદ્યાસાગર વિચારમાં પડ્યો. આ ગરાસીયાઓ લૂંટનો ધંધો મૂકી દે તો ઘણા વટેમાર્ગુઓ તેમના ત્રાસમાંથી મુક્ત થાય એમ તેને લાગ્યું. કાંઇ તદબીર કરી તેમને તે ધંધામાંથી છોડાવીને તેમના પોષણને માટે બીજા કાંઇ ધંધામાં લગાડવાની અગત્ય તેણે વિચારી. તે સંબંધે તે લાંબા વિચારમાં પડ્યો અને કેશરકુંવર સાંજ પડવા આવી હોવાથી એક દીવાનું કોડીઉં ખાણના મ્હોં આગળ મૂકી આવી. વિદ્યાસાગરને ખાવા માટે પૂરીઓ અને દૂધ આપ્યું અને પોતે ખીચડી રાંધવામાં રોકાઇ.

રાત્રિ પડવા આવી હોવાથી વિદ્યાસાગર જરા અંધકાર થતાંમાં ખાણની બહાર ફરવા નીકળી પડ્યો. બહારની ઠંડી હવાની લહરિએ આખા દિવસની સુસ્તાઇના શ્રમને ખંખેરી નાંખ્યો. કૃષ્ણપક્ષની બીજની રાત્રિ હોવાને લીધે થોડા વખત પછી ક્ષિતિજમાં ચંદ્રે ડોકીઉં કર્યું અને ચંદનડુંગરી ઉજ્જવલ દેખાવા લાગી. ચંદ્ર જરા ઉંચે ચડ્યો એટલે આસપાસની ખડકોની ટોચો પણ ચળકવા લાગી અને સર્વત્ર મનોરમ દેખાવ દૃષ્ટિએ પડવા લાગ્યો. વિદ્યાસાગર આ ખડક-

પરથી પેલી ખડકપર અને પેલી ખડકપરથી આ ખડકપર એમ આસપાસ ફરીને રમ્ય દેખાવ નીહાળી રહ્યો હતો. પોતે કેવા અજાણ્યા સ્થળમાં આવી પડ્યો છે. શાંતિરાય પોતાને ભદ્રાવતીમાં નહિ જોવાને લીધે કેટલો નિરાશ થયો હશે, અત્યારે તે ક્યાં હશે, શું કરતો હશે એવા સ્વાભાવિક સંયોગોનું સ્મરણ થઇ આવવા લાગ્યું. સરસ્વતી પણ શ્રાવણ માસની વીજળીની પેઠે હૃદયરૂપી આકાશમાં દશ્ય અદશ્ય ચમકારા કરવા લાગી. એટલામાં કેશરકુંવર પણ ત્યાં આવી પહોંચી. વિદ્યાસાગર એક ખડકને મથાળે ચંદ્ર સામે નજર કરતો પગ પસારીને બેઠો હતો તેની સામેની ખડક ઉપર કેશરકુંવર પણ આવીને બેઠી અને બોલી: “ આજે તો એક નવી જાતની લુંટ આવી છે ! ”

“ એવી તે શું નવી જાતની લુંટ છે ? ” વિદ્યાસાગરે પૂછ્યું.

“ હિંમતસિંગ અને તેની સાથેના બીજા બે ત્રણ જણાઓ બિચારા ટપાલવાળાને માર મારીને ટપાલનો આખો કોથળો ઉપાડી લાવ્યા છે ! ”

“ હેં ! એ લુંટ તો બહુ જ ખરાબ ! સરકારી માણસોને લુંટવા તેના જેવું બીજું કાંઇએ જોખમ સમજવું નહિ ! હવે સરકારની આંખ ઉઘડ્યા વિના રહેશે નહિ અને સૌને હેરાન થવું પડશે ! ”

આ સાંભળીને કેશરકુંવરને દુઃખ થઇ આવ્યું. પોતાના પિતાનો આ ધંધો તેને ગમતો જ ન હતો, એવામાં આવી

લુંટો કરવાથી કોઇ વાર મોટા સંકટમાં આવી પડાશે એવા ભયથી કેશરનું મ્હોં ઓશિયાળું બની ગયું. તેણે દુઃખી થતે સ્વરે કહ્યું: " વિદ્યાસાગરભાઇ ! આમાંથી તો પિતાજી હવે નિવૃત્ત થાય તો સારૂં ! ખરેખર, આમાંથી કોઇ વાર જીવનું સારું છે. સરકારની ટપાલ લુંટી એટલે હવે સરકાર વ્હારે ચડ્યા વિના રહેનાર નથી ! આજસુધી ભદ્રાવતીની હદમાં રહીને લુંટ કરતા ત્યાંસુધી સરકાર તે તરફ બહુ નજર કરતી નહિ, પણ હવે તો તે આજકાલ જાગી સમજો ! બળ્યું આ પેટ ! આવી રીતે મૂઠીમાં જીવ લેઇને રહેવા કરતાં ભીખ માંગી ખાવી તે શું ખોટી ? તમે મારા પિતાજીને હવે સમજાવો તો ઠીક ! "

" કાલે હું એ સંબંધી વાત કાઢવા ધારૂં છું. લોકોની હાય લેવાનો આ ધંધો ખરેખર ક્ષત્રિયોને શરમાવનારો છે એટલું જ નહિ પણ કોઇ વાર જીવ ગુમાવનારો થઇ પડે છે ! શું પેટ ભરવાનો બીજો કોઇ સારો ધંધો જ નહિ હોય ! "

" એમને કાંઇ સૂઝતો નહિ હોય, પણ તમે તેમને કાંઇક બુદ્ધિ સુજાડો અને આમાંથી છૂટા કરો. હું તો આખો દિવસ ઉદ્વેગમાં ને ઉદ્વેગમાં જ દિવસ ગાળું છું. "

વિદ્યાસાગર અને કેશરકુંવર બન્ને અંદર આવ્યાં. ટપાલના કોથળાની લુંટ કરી આવેલા હિંમતસિંગે ગર્વપૂર્વક વાત કરતાં કહ્યું: " વિદ્યાસાગરભાઇ ! આજે તો ટપાલનો આખો કોથળો લુંટમાં લાવ્યો છું ! તેમાં કાંઇ છાપાં કે ચોપડીઓ હશે તો તમારે વાંચવામાં ઠીક કામ આવશે.

તમારા બિછાના પાસે સઘળો ઢગલો કર્યો છે તે સ્હવારે જોજો, તમને કાંઇ કામમાં આવે તેવું હોય તો."

"ઠીક, પણ સરકારી ટપાલ લુંટવામાં તમે માથે મોટો ભય ઊભો કર્યો છે !" વિદ્યાસાગરે સલાહ આપી.

"હવે જખ મારે છે સરકાર પણ; એ તે શું કરી નાંખવાની હતી ? અમને રજપૂત ભાયડાને વળી ભય શો ને વાત શી ?" એમ કહી તે ચાલ્યો ગયો અને વિદ્યાસાગર પોતાના બિછામાં પડ્યો. આ અલ્લડ ટોળીને સમજાવવાનું કામ બહુ મુશ્કેલ છે એમ વિચાર કરતો નિદ્રામાં પડ્યો. સ્હવાર પડ્યા પહેલાં તો કોઇ પૈસાદાર વટેમાર્ગુ હાથમાં આવવાની બાતમી મળવાને લીધે સૌ નીકળી પડ્યા. સ્હવારનું અજવાળું થતાં વિદ્યાસાગરે પેલા કાગળો તપાસવા માંડ્યા. સઘળા પત્રો રાણુકનગરના સીરનામાના હતા અને તેમાંથી એક પત્ર તથા એક ચોપાનિયું શાંતિરાયના સીરનામા ઉપર મોકલવામાં આવ્યું હોય તેમ જણાયું. ભદ્રાવતીથી તે બન્ને ઉપર "રાણુકનગર ગયા છે" એવો ટપાલ ઓફીસનો શેરો હતો. સીરનામા ઉપરથી વિદ્યાસાગર સમજી ગયો કે તે પત્ર ચંદાગૌરીએ પોતાના પતિપર લખ્યો હતો. પોતે મુંબઇથી નીકળી ગયા પછી ત્યાંના કાંઇ પણ ખબર તેને મળી શકયા નહિ હોવાથી વિદ્યાસાગરની વૃત્તિ તે પત્ર ફોડીને વાંચવા માટે ઉસ્કેરાઇ. તેણે વિચાર્યું: "પારકો પત્ર ફોડવો તે એક પ્રકારની ચોરી છે. અત્યારસુધી મેં ઘણી ચોરીઓ કરી છે. પ્રિય મિત્રથી છુપાવી

રાખવું ન જોઇએ તેવું ઘણું છુપાવી રાખ્યું છે. તેને ત્રાસ આપવાનું મેં મોટું પાપ કર્યું છે; પરન્તુ તે દોષબુદ્ધિથી નહિ–નિર્દોષ ભાવથી કર્યું છે અને આ એક વિશેષ ચોરી પણ તેવા જ નિર્દોષ ભાવથી કરૂં તો તેમાં શું ખોટું છે ?"

પત્ર ફોડ્યો. ખરેખર, તેના અનુમાન પ્રમાણે તે પત્ર ચંદાગૌરીએ પોતાના પતિ ઉપર જ લખેલો હતો અને તે નીચે મુજબ હતોઃ

મુંબઇ તા. ૨૬ મી એપ્રિલ બુધવાર.

" વ્હાલા !

" તમે તો ગયા તે ગયા જ; પાછા કાંઇ ખબર નહિ કે વિદ્યાસાગરભાઇના સમાચાર પણ નહિ ! ખરૂં છે, મિત્રને મળ્યા હશો એટલે અમને તો ભૂલી જ ગયા હો ને ! પણ મને વિચાર થાય છે કે તમે ત્યાં શામાટે બેસી રહ્યા છો ? વિદ્યાસાગરભાઇને તેડીને અહીં શામાટે તુરત આવતા નથી ? જો તે આવવાની ના કહેતા હોય તો મારા અને તે સાથે સરસ્વતીના સોગંદ આપજો એટલે તે જરૂર આવશે ! સરસ્વતીનું દિલ દિવસે દિવસે વધુ ગભરાટમાં પડતું જાય છે. આજે 'વિલાસી' નો અંક બહાર પડ્યો છે તેમાં સરસ્વતીએ એક કવિતા છપાવી છે તે ચોપાનિયું પણ તમને મોકલું છું. વિદ્યાસાગરભાઇને એ કવિતા જરૂર વંચાવજો, એટલે એ ત્યાં ઘડીવાર પણ રોકાશે નહિ એવી મને ખાત્રી છે ! આપણી તો નહિ પણ બિચારી દુઃખી થતી સરસ્વતીના હૃદયની ખાતર મુંબઈ પાછા આવવાનું

તેમને કહેજો. લલિતા ભાભી રોજ આપણે ત્યાં આવે છે અને રડે છે. તે કહે છે કે કુસુમચંદ્રભાઇને પણ હવે તો બહુ જ પસ્તાવો થાય છે અને દુઃખ પણ થાય છે. ખરૂં છે, ઘણી વાર માણસોને પાછળથી વિચાર થઇ આવે છે એટલે પસ્તાય છે અને કુસુમભાઇને પણ તેમ થતું હોય. વિદ્યાસાગર પાછા નહિ આવે તો સરસ્વતીના પિતાનો વિચાર બીજે વેવીશાળ કરવાનો હોય તેમ જણાય છે. સરસ્વતીને તેથી બહુ દુઃખ થાય છે, પણ તમે જાણો છો કે આજકાલ છોકરાંઓ વડીલોની મરજીને અધીન હોય છે, એટલે તે બિચારી શું કરે ? મનમાં મુંઝાય છે, રડે છે અને બેસી રહે છે. હું તેને રોજ મળવા જઉં છું અને દિલાસો આપું છું. થોડી વાર તે શાંત થાય છે પણ તે શાંતિ આખો દિવસ રહેતી નથી. આ સઘળાં દુઃખ પામે છે તેનું પાપ વિદ્યાસાગરભાઇને શિરે છે એમ તેમને કહેજો. મારે તેમને ઘણુંએ કહેવાનું છે પણ પત્રમાં કેટલુંક લખું ? સાંજ પડી ગઇ છે એટલે રાંધવાનું શરૂ કરતી હોવાથી વધુ લખી શકતી નથી."

લી—તમારી ચંદા.

પત્ર વાંચવાથી વિદ્યાસાગરની આંખોમાં આંસુનું પૂર ઉભરાઇ આવ્યું. તેણે 'વિલાસી'નો અંક તોડ્યો અને 'છેવટનો સંદેશો' એ મથાળા નીચે 'સરિતા'ની સહીથી છપાએલી કવિતા વાંચી:

" સદા દેખાય સૌને ઉજ્જવલો તો–
" ભ્રમિત દેખે ભલે શશીમાં કલંક,

" તરંગો અબ્ધિમાં ઊઠે ભલેને,
" પુનિત દિલને પુનિત શશી છે નિઃશંક !
" સરિતાએ સદા સ્નેહી સલિલને,
" ગુણી માની સમુદ્રે વહેવડાવ્યું,
" ગુણી હો, વા ન હો, કિંવા ભ્રમિત હો,
" ભરોસે ભાગ્ય જોડ્યું તે જ જોડ્યું !
" સરિતા અબ્ધિમાં વ્હેતી જ વ્હેશે,
" નહીં સર કે નદીને ભેટશે તે,
" સુકાઇ, બાષ્પ રૂપે વાદળાંને–
" જઈ નભ, ભેટી લેશે છેવટે તે ! "

સરસ્વતીની હ્રદયગુહાના ઉંડામાં ઉંડા ભાગમાં આલેખાએલા વિચારોને જ પોતાની ચર્મચક્ષુઓવડે વાંચતો હોય તેવા ભાનવાળા વિદ્યાસાગરનું હ્રદય દુઃખી સરસ્વતીનો આ ' છેવટનો સંદેશો ' વાંચીને ઉભરાઇ આવ્યું ! તેના શરીરના રોમે રોમે પરસેવાનાં બિંદુઓ ઝમી આવ્યાં. હ્રદય ગભરાટ અનુભવવા લાગ્યું. આંખો જળ વરસાવવા લાગી. મનોવૃત્તિ સરસ્વતીના સ્મરણને ભૂલી જવાને હ્રદય ઉપર બળાત્કાર અજમાવવા લાગી. દુઃખના એકી સામટા ઉભ-રાએ ગ્લાનિમય કરી નાંખેલા મનને મૂર્ચ્છિત કરી નાંખ્યું અને વિદ્યાસાગરનું અચેતન બનેલું મસ્તિક પાસેના ગોદડા તથા કાગળના થોકડાઓ ઉપર પડી ગયું. કેશરકુંવરના ધ્યાનની બહાર વિદ્યાસાગરની એ સ્થિતિ રહી શકી નહિ. અચેતન અવસ્થામાં પણ તેની આંખોમાંથી વહ્યું જતું

આંસુનું પૂર, પરસેવાથી રેબઝેબ બની ગએલાં અંગ ઉપાંગ અને અશ્રુબિંદુઓથી ભીંજાઈ ગએલો 'વિલાસી'નો અંક એ સઘળું જોઇને કેશરકુંવર આશ્ચર્ય સાથે ગભરાટમાં પડી ! એકાએક આમ શાથી થઇ ગયું હશે તે તે જાણી શકી નહિ. ખાણુમાં તે વખતે કોઇ પણ હતું નહિ એટલે વળી તે વિશેષ ગભરાઇ. "વિદ્યાસાગરભાઇ ! તમને કેમ છે ?" એમ એકાદ બે પ્રશ્નો કર્યા પણ તેનો કાંઈ ઉત્તર મળ્યો નહિ ! હાથમાંનું ચોપાનીયું અને પાસે પડેલો પત્ર વાંચવાથી તેમને કાંઈ સાંભરી આવ્યું હશે અને તેથી મૂર્છા આવી ગઇ હશે તેવી સ્વાભાવિક કલ્પના એ બાળાએ કરી અને પોતાના ચોરસાના પાલવવડે વિદ્યાસાગરના મ્હોં ઉપર પવન નાંખવા લાગી. પાસે પડેલો ચંદાગૌરીનો લખેલો પત્ર તેણે વાંચ્યો એટલે તે સમજી કે "વિદ્યાસાગર કોઇ એક કુમારિકા બાળાને દુઃખી કરીને નીકળી ગયા છે અને આ પત્ર વાંચવાથી તેનું સ્મરણ થઇ આવતાં તે મૂર્છિત થઇ ગયા છે." ચોપાનીયાની કવિતા પણ તેણે વાંચી, પરન્તુ તેમાંનું કાંઇ તે સમજી શકી નહિ. વિદ્યાસાગરની સ્થિતિ સંબંધી વિચારમાળા એ જ્ઞાતયૌવના બાળાના હ્રદયમાં ફરવા લાગી: "ખરેખર, ભણેલાઓ બહુ તરંગી હોય છે ! નહિ તો આમના જેવા ધનવાન્ પુરૂષે બિચારી એક કુંવારી કન્યાને આ પ્રમાણે દુઃખી કરી શામાટે આથડવા નીકળી જવું જોઇએ ? હવે હું તેમનો સઘળો વૃત્તાંત સમજી. વિદ્યાસાગર આમ ભટકતા ફરે એટલે કુંવારી કન્યાના

સો વર અને સો ઘર! અને બિચારીનું મન મળી ગયું હોય એટલે એક ભવમાં બે ભવ કરતાં દુઃખ તો થાયસ્તો! પણ પુરૂષોને ક્યાં તે બિચારીઓની દરકાર હોય છે? ભાયડાનાં મન તો બહુ જ કપટી અને કઠોર! સ્ત્રીઓને પુરૂષો સાથે પરણાવવાનું જ કેમ પરમેશ્વરે કર્યું હશે? સ્ત્રીએ સ્ત્રીઓ પરણે એવું હોય તો કેવું સારૂં? બિચારીઓ એક બીજીની સ્થિતિ અને મનોભાવ તો સમજી શકે!" અનનુભવિની બાળાના વિચારો તરંગપર ચડ્યાઃ

"એક રીતે પરણેતર જ દુઃખભરેલું છે! વર–વહુનાં મન મળ્યાં એટલે પણ મનનાં દુઃખો શરૂ થવાનાં! પરણવામાં સુખ જ શું છે? વિદ્યાસાગર હજી પરણ્યા નથી ત્યારથી દુઃખના પડઘા સંભળાવા લાગ્યા છે! તેમનું વેવીશાળ કરેલું ન હોત અને જો પરણવાનું સ્વપ્ન પણ ન હોત તો તેમને માટે અત્યારે દુઃખનું નામ નિશાન પણ રહેત નહિ! અત્યારે દુઃખના ઉભરાથી આ આંસુનું પૂર વહ્યું જાય છે તે વખત ન આવત!" એમ વિચારી પુનઃ વિદ્યાસાગરના કપોલપરનાં આંસુ લૂછી નાંખવાને કેશરકુંવરે પોતાનો પાલવ હાથમાં લીધો. કપાળપર ઝમી આવેલાં પરસેવાનાં બિંદુઓ લૂછી નાંખ્યાં અને આંસુના રેલા લૂછવાને કપોલપર આવેલો હાથ ત્યાં જ સ્થિર થઇ ગયો!

કમળની દાંડી જેવા શ્વેત બાહુપર કસુંબી રંગનો પાલવ તે કમળનાં તેવા રંગનાં પાંદડાં હોય અને તેની વચ્ચે વિદ્યાસાગરનો ગાલ કમળ રૂપે આવી રહ્યો હોય તેવા

મનોહર દશ્ય ભણી કેશરકુંવરની ભ્રમરરૂપ આંખો એકી ટશે જોઇ રહી ! તે કોમળ અને સુંદર વદનનો સ્પર્શ સુખકર–આનંદપ્રદ જણાયો અને કેશરકુંવરનો હાથ ત્યાંથી ખસ્યો નહિ ! તે કાંઇ કાંઇ આડા અવળા વિચારમાં પડી ગઇ. યૌવનાગમનથી ગ્રાત થએલી બાળામાં કાંઇ ચિત્ર વિચિત્ર વિકારો પેદા થયા અને તુરત શમી ગયા. હૃદયમાં કોઇ આકસ્મિક કારણથી ગભરામણ પ્રવેશ કરતી હોય તેવો અનુભવ થયો. રોમ કમ્પવા લાગ્યા. નેત્રો વારંવાર ફરકવા લાગ્યાં અને કદાપિ નહિ અનુભવેલી એવી સ્થિતિ કેશરકુંવરની થઇ. એટલામાં વિદ્યાસાગર સચેત થયો અને કેશરકુંવર એકદમ પોતાનો હાથ પાછો ખેંચી લેઇ વિદ્યાસાગરથી જરા દૂર ખસીને બેઠી તથા બોલી:–" વિદ્યાસાગરભાઈ ! તમને કેમ છે ? તમને એકાએક આમ શાથી થઇ ગયું ? "

વિદ્યાસાગરે નેત્રો ઉઘાડ્યાં પણ તેનામાં બેઠાં થવાની શક્તિ નહોતી. પાસે બેઠેલી કેશરકુંવરનો સ્વર સાંભળી તેણે તેની સામે નજર કરી અને તે સાથે જ આંખોમાંથી પુનઃ અશ્રુનું પૂર ઉભરાઇ જવા લાગ્યું. પ્રશ્નનો ઉત્તર આપવાનું મન થયું પણ હૃદયના ગભરાટે કંઠને અવરૂદ્ધ કરી રાખેલો હોવાથી જરા પણ બોલી શકાયું નહિ. આંખો પુનઃ મીંચી વાળી. કેશરકુંવર આથી વિશેષ ગભરાઈ અને વિદ્યાસાગરને શું દુઃખ થતું હશે તે તે સમજી શકી નહિ. તેણે પૂછ્યું:–" તમે જરા પાણી પીશો ? લાવી આપું ? "

વિદ્યાસાગરે આંખોવડે હા સૂચવી એટલે કેશરકુંવર પાણી લેઇ આવી. વિદ્યાસાગરે મ્હોં ધોઇને બે ઘુંટડા પાણી પીધું એટલે ગભરામણ જરા શાંત થઇ. કેશરકુંવરે પૂછ્યું: "તમને શું થાય છે હેં ? આ ચોપડી વાંચતાં વાંચતાં તમને અચાનક એ શું થઇ ગયું ?"

"મને પૂર્વ સ્થિતિના સ્મરણથી જ આટલું દુ:ખ થઈ આવ્યું છે, બીજું કાંઇ નથી."

"ના, એમ નથી. આ પત્ર મેં વાંચ્યો છે અને તમને પણ તે વાંચવાથી કાંઇ દુ:ખ થઇ આવ્યું હશે એમ હું માનું છું. વિદ્યાસાગર ! તમે ઘરબાર છોડી ગયા છો અને સંસારથી છૂટા થવાની ઇચ્છા દર્શાવો છો, પણ તમારૂં મન હજી સંસારની વાસનામાં જ છે; તો પછી તમે આમ શામાટે ભટકો છો ?"

ચંદાગૌરીનો પત્ર વાંચવાથી કેશરકુંવર પોતાનો સઘળો ઇતિહાસ જાણી ગઇ છે એમ સમજીને વિદ્યાસાગર ચૂપ રહ્યો. કેશરકુંવરે આગળ કહ્યું: "તમે હજી પરણ્યા નથી અને તમારી કુંવારી સ્ત્રીના મનના દુ:ખથી તમારા મનને આટલું બધું દુ:ખ થયું હોય તેમ જણાય છે; તો પછી તમે સંસારમાંથી બીલકુલ ચાલ્યા જશો તો તમારૂં મન પરાયાં દુ:ખોને સંભારીને કેમ અડગ રહેશે ? પારકાં સુખ અને પારકાં દુ:ખથી પેદા થતી હર્ષ અને શોકની લાગણીને જ્યાં સુધી તમે દબાવી રાખી શકો નહિ, ત્યાં સુધી તમે

તમારા મનને સંસારની વાસનાથી કેવી રીતે દૂર રાખી શકશો ?"

"હું બળાત્કારપૂર્વક તે વાસનાથી દૂર રહેવા ઇચ્છું છું, કેશરકુંવર ! મનનો સંયમ એવી રીતે જ થઇ શકે."

"એવા હઠપૂર્વક બળાત્કારથી મનના વેગને તમે નહિ દબાવી રાખી શકો. તેટલા માટે હું તમને સૂચના કરૂં છું કે સંસારમાંથી તમે નિવૃત્ત થવા ઇચ્છતા હો, તો એકવાર સંસારના સંસર્ગમાં રહો અને પછી મનને દબાવવા ઇચ્છતા હશો તો તમે દબાવી શકશો. આમ કરવાથી તો તમે ઘરનાએ નહિ રહો અને ઘાટનાએ નહિ રહો !"

કુમારિકા બાળાની આ અગત્યની સૂચના ફીલોસોફીના અભ્યાસીને પણ વિચારવાયોગ્ય લાગી. તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. કેશરકુંવરે આગળ કહ્યું: "અને વિદ્યાસાગરભાઇ ! સંસારમાં કપટ તો ઘણુંએ છે એ વાત ખરી છે પણ તેવાં કપટી માણસોની વચ્ચે રહીને શું તમે તમારી બુદ્ધિને પવિત્ર રાખી ન શકો ? તેટલા ખાતર સંસારનો ત્યાગ કરવો અને એવા ભારી ભારી તરંગો બાંધવા તે નિષ્ફળ છે. છતાં જો તમે સાહસ કરશો તો તમારી અત્યારે કુંવારી સ્ત્રીને તમે દુઃખી કરશો અને તેના અંતરનું દુઃખ તમને તમારી જીંદગી સુધી સાલતું રહેશે ! સંસાર ત્યજવા છતાં તમારૂં મન તો તેથી દૂર નહિ રહે ! એ રીતે તમારી અને તેની બેઉની જીંદગીને તમે ખરાબ કરશો." એમ કહી

કેશરકુંવર થોડી વાર ત્યાં બેસી પછી ચાલી ગઇ, પણ તે સાથે વિદ્યાસાગરને વિચારના મોટા દરિયામાં ફેંકતી ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

---

### સરસ્વતીનો મનોવ્યાધિ.

હવે આપણે મુંબઇનાં પાત્રો તરફ વળીશું.

બપોરના બાર વાગ્યા હતા. ઉનાળાનો દિવસ હોવાથી સખ્ત ઊની લૂ વાતી હતી. મુંબઇના સ્વચ્છ રસ્તાઓ હોવાથી ઉષ્ણ વાયુની લહરિની સાથે ગામડાની પેઠે ધૂળ ઉડતી નહોતી, પરન્તુ શીતળતાના ઉપચારોથી તન મનને શાંત કરવાને મથન કરતા મુંબઇના શેઠ સાહેબો—કહો કે લાલ સાહેબોને તે લહરિ બહુ જ સંતાપજનક થઇ પડતી હતી. ઠેકાણે ઠેકાણે પાણીનાં ટીપાં ટપકતી ઘાસની ટટ્ટીઓ બાંધેલી જોવામાં આવતી હતી. કુસુમચંદ્રને ત્યાં આવી ટટ્ટી—બટ્ટી જેવું કાંઇ નહોતું. લલિતાએ એક વાર પોતાના સ્વામીને કહેલું કે “તાપ બહુ પડે છે તો બે ત્રણ ટટ્ટીઓ ઝરૂખે બંધાવોને!” પણ કુસુમચંદ્રે જવાબ આપ્યો હતો કે “તેમાં પાણી બહુ વપરાય અને તેથી પાપ થાય; કાચું પણી નકામું ઢોળવાથી પાપ થાય, એવો ઉપદેશ પણ કોઇ વાર તેં મહારાજના વ્યાખ્યાનમાં સાંભળ્યો નથી શું?” બિચારી લલિતા ચૂપ થઇ ગઇ, પરન્તુ સમજ્યા વિના રહી

નહિ કે મહારાજના ઉપદેશ કરતાં તેટલા પૈસાનું ખર્ચ તેના હૃદયમાં વધારે સાલતું હતું !

આજે કોઇ તહેવારના કારણથી મુંબઈનું ઝવેરીબજાર બંધ હતું, તેથી કુસુમચંદ્ર ઘેર હતો. સખ્ત તાપથી આકુળ-વ્યાકુળ થતો તે પલંગમાં પડ્યો પડ્યો પંખો ખાતો હતો. બપોરના બાર વાગ્યાના ટકોરા ઘડીયાળમાં થયા. દીવાનખાનામાં તે એકલો જ હતો. નોકર બરફનું પાણી આપી ગયો તે પીને પુનઃ પલંગમાં પડ્યો. ઉંઘ લેવાને પ્રયત્ન કરવા માંડ્યો પણ ઉંઘ આવી નહિ. વિદ્યાસાગરના લાંબા વિયોગથી હૃદય ભડ ભડ બળતું હોય, તેમ તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળવા માંડ્યા:–" અરેરે ! હવે હું શું કરૂં ? સગા ભાઇને હું ગુમાવી બેઠો ! શાંતિરાય તેને શોધવા ગયો છે, તેના પણ કાંઇ ખબર આવ્યા નહિ ! શા ખબર તે બિચારાનું એ શું થયું હશે ? હું કેવો મૂર્ખ કે જીભને વશ નહિ રાખતાં મેં વિદ્યાસાગરને ઠપકો આપ્યો ? અરેરે, આ દુનિયામાં એક જીભડી કેવા કેવા અનર્થ કરી નાંખે છે ? આજે મહારાજે કહ્યું હતું કે પ્રિય અને સત્ય બોલવું, તે ખરેખરૂં હતું. અપ્રિય બોલવાથી બહુ અનર્થો થાય છે તેનો મેં પ્રત્યક્ષ અનુભવ મેળવ્યો; પણ હવે હું શું કરૂં ? એક વાર વિદ્યાસાગરનો પત્તો લાગે, તો હું તેની પાસે જઇને તેની માફી માંગું; પણ કાંઇ પત્તો જ નહિ, તેનો શું ઉપાય ? અરે, કોઇ પાંચ-પચીસ હજાર રૂપિયા લો, પણ મને મારા વ્હાલા ભાઇનો મેળાપ કરાવો ? " એટલું બોલતાંમાં તો તેની

આંખોમાંથી આંસુ વહી જવા લાગ્યાં. હૃદય શોકના ભારથી દબાઇ-કચરાઇ જતું હોય તેવી રીતે મ્હોંપર ગ્લાનિની છાપ છપાઈ રહી. એકાએક તે બિછાનામાં બેઠો થયો અને આંસુ વરસાવતી આંખોએ બોલી ઉઠ્યોઃ-"ઓ વિદ્યાસાગર! હવે બસ થયું! તારા મોટા ભાઈ ઉપર તારે આટલો બધો જુલ્મ કરવો ન ઘટે રે ભાઇ! હવે જલ્દી આવ અને મને આ ભ્રાતૃવિયોગના દુઃખમાંથી બચાવી લે! અરેરે! શું હજી પણ તું નહિ સાંભળે? વિદ્યાસાગર! મારા હૃદયના આધાર! મારા શણગાર! તું ભણેલો છતાં, વિદ્વાન્ છતાં આટલો કઠોર હૃદયનો છે? શું તું નહિ માને? મને આવીને નહિ મળે? બંધુ! એ તને ન શોભે! મોટા ભાઇનો ક્ષણિક ક્રોધમાં થએલો અપરાધ તારે વિસારી મેલવો જોઇએ! અરે! શું આટલી બધી નિર્દયતા? પણ નહિ! મારે તને નિર્દય શામાટે કહેવો જોઇએ? હું પોતે જ તારાપર નિર્દય થયો હતો, તો આ વખતે તને નિર્દય કહેવાનો પણ મને શું અધિકાર છે? તારો વાંક પણ શું છે? સઘળો વાંક મારો-અરે મારા આ ફુટેલા નસીબનો છે!" એમ કહેતાં જ ઉશ્કેરાઇ ગએલા કુસુમચંદ્રે પલંગના કઠેરા સાથે મસ્તિક પછાડ્યું! સ્વામીના હૃદયના ઉદ્ગારને ઉત્સુકતાપૂર્વક સાંભળવાને દ્વારની બહાર છુપાઈ રહેલી લલિતા તે જ ક્ષણે એકદમ માંહે દોડી આવી અને સ્વામીનો હસ્ત પકડી તેના મસ્તિકને કઠેરાથી દૂર લેતી બોલીઃ "હાં, હાં, નાથ! એટલો બધો બળાપો નહિ કરો; જે ભૂલ થઇ તે હવે ન થઇ થનાર છે શું? પછી શરીરને કષ્ટ દેવું તે શા કામનું?"

કુસુમચંદ્ર વધારે બળાપો કરતો બોલ્યો: “ હવે તો બળ્યું આ શરીર અને બળ્યું આ ઘર ! વિદ્યાસાગર વિના મને એક ક્ષણ પણ આ ઘરમાં રહેવું ગમતું નથી; હવે તો હું પણ આ સઘળું છોડીને વિદ્યાસાગરની પેઠે ચાલી નીકળવાનું ધારૂં છું ! શું કામની આ સંપત્તિ અને શું કામનું આ ઘર કે જ્યારે સગો ભાઇ જંગલોમાં રખડતો ફરે ! ”

“ શું શાંતિરાય તરફથી પણ કાંઇ ખબર મળ્યા નથી ? ” લલિતાએ પ્રશ્ન કર્યો.

“ ના, અને તેથી જ હું વધારે નિરાશ થયો છું; બીજાં ઘણાં માણસોદ્વારા તપાસ કરાવી. સાત હજાર તો ખર્ચાઇ પણ ગયા; અને મને વિશ્વાસ હતો કે શાંતિરાય તેના ખબર મેળવ્યા વિના નહિ રહે; પણ તેના તરફના એ કાંઈ ખબર નથી ! કહે, પછી હું આ ઘરમાં રહીને શું કરૂં ? ”

લલિતા પણ આંખમાં જળજળિયાં ભરતી બોલી: “ ખરૂં છે; ઘરમાંથી એકાએક એક માણસ ઓછું થઇ જાય તો ચિત્તને કેમ ગોઠે ? પણ શું કરીએ ? તે ખાતર કાંઇ ઘર મૂકીને ચાલી નીકળાય છે ? આપણું નસીબ હશે તો વળી ક્યાંકથી મળી આવશે; બાકી જોગીની પાછળ જોગી થવાથી કાંઇએ વળતું નથી. ”

કુસુમચંદ્ર બોલ્યો: “ તું ગમે તેમ કહે, પણ વિદ્યાસાગર વિના હવે મારૂં દિલ અહીં રહેવા ઇચ્છતું નથી. ”

“ ત્યારે ક્યાં જશો ? ”

" વિદ્યાસાગરની પાછળ..હું પણ તેની પેઠે ભટકીશ; ક્યાંકથી મળી આવશે તો તેને લેઇને આવીશ અને નહિ મળી આવે તો—"

" ના, નાથ ! એટલું બધું કરવાની જરૂર નથી; ભલે, બે ચાર મહિના મુસાફરી કરીને તેમને શોધવાની ઇચ્છા હોય, તો ભલે, પણ તમનેએ હું ખોઇ બેસું તે કેમ બને? "

કુસુમચંદ્ર આ સાંભળીને કાંઇક ઉંડા વિચારમાં પડી ગયો હોય તેમ મૌન રહ્યો. થોડી વાર રહીને કાંઇક ઉશ્કેરાઇને જુસ્સાપૂર્વક બોલ્યો: " ત્યારે શું આ શ્મશાન જેવા ઘરમાં હું એકલો રહું ? "

કુસુમચંદ્ર ઉપરના શબ્દો બોલી રહ્યો પણ નહોતો એટલામાં સરસ્વતીના પિતા કપૂરચંદે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. પતિ પત્નીને એકાંતમાં જોઇને તે જરા ખમચ્યો, પરન્તુ કુસુમચંદ્રે " પધારો, પધારો, " એમ વિવેકપૂર્વક કહ્યું અને લલિતા પાછળને બારણેથી ચાલી ગઇ, એટલે કપૂરચંદ આવીને એક ખુરશીપર બેઠો. બેસતાં બેસતાં તેણે કુસુમચંદ્રને પૂછ્યું: " કેમ શેઠ ? મ્હોં કેમ આમ પડી ગયું છે ? "

કુસુમચંદ્ર આંખમાંથી આંસુ ખેરવતો બોલ્યો: " એ તો એ જ તો ! મેં તો ભાઇની સાથે મારા ચિત્તની સ્વસ્થતા પણ ખોઈ નાંખી છે ! સઘળે તપાસ કરાવી ચૂક્યો, પણ હજી કાંઇ ખબર મળ્યા નહિ; શાંતિરાય તરફથી પણ

કાંઇ ખબર નથી; હવે તો આ ઘર મને સ્મશાન જેવું લાગે છે!"

કપૂરચંદે પણ શોકાતુર વદને કહ્યું: "ખરૂં કહો છો; સગા ભાઇની પાછળ કોનું દિલ ન દુભાય ? હું પણ હવે તો મુંઝવણમાં પડ્યો છું. શાંતિરાય તરફથી ખબર મળવાની મેં આશા રાખી હતી, પણ કાંઇ ખબર મળ્યા નહિ, તેમની સ્રીએ પત્ર લખેલો તેનો પણ કાંઈ ઉત્તર નથી. ઉલટું હવે તો તેના સંબંધી પણ ચિંતા કરવા જેવું થયું છે. વિદ્યાસાગરને આવું સાહસ કરવાનું કેમ સૂઝી આવ્યું ?"

"શેઠજી! એ કાંઇ કહેવાની વાત નથી ! જે થયું તે થયું ! અલબત્ત મેં તેને કોઇ બાબતમાં ઠપકો આપેલો તે મારી ભુલ હું કબૂલ કરૂં છું, પણ તેનું આવું પરિણામ આવશે એ મારા ધ્યાનમાં નહિ !"

"ત્યારે હવે મારે શું કરવું ? હું તો બેવડી ચિન્તામાં પડ્યો છું. ગયે વર્ષ સરસ્વતીની માંદગીને લીધે લગ્ન કરી શકાયાં નહોતાં; આ વર્ષે આમ બન્યું છે; આવતું વર્ષ સંકટવર્ષ છે. એ મુજબ આવતા વૈશાખ માસમાં લગ્ન કરી નાંખ્યા વિના ચાલે નહિ; દિવસ પણ હવે થોડા રહ્યા, વિદ્યાસાગર કયાં છે, કયારે આવશે અને આવશે કે નહિ તે પણ કાંઈ નિશ્ચિત નથી; પૂરી સંકડામણ જેવું છે."

"આવતે વર્ષે સંકટવર્ષ છે, પણ કાંઇ વાંધો નહિ આવે; બ્રાહ્મણો ગમે ત્યાંથી લગ્ન શોધી કાઢશે ! અને વરસ

દહાડામાં તો વિદ્યાસાગર હરકોઇ સ્થળેથી આવી પહોંચશે જ એમ હું અનુમાન કરૂં છું."

"પણ આવતા વર્ષમાં બિલકુલ ચોખ્ખાં લગ્ન નીકળતાં નથી એવી તપાસ હું બ્રાહ્મણ પાસે કરાવી ચૂકયો છું; તે માટે જ મોટી મુંઝવણમાં પડ્યો છું !"

"તો હવે મારો શું ઉપાય ? મનસ્વી માણુસનું મન કોણ પારખી શકે છે ? હું તો કહું છું કે વળી સરસ્વતીને બે વર્ષ વધુ મોટી થવા દો. આપણી કોમમાંએ ઘણી કન્યાઓ વીસ વીસ વર્ષની થઇને પરણે છે, તે તમે ક્યાં જાણુતા નથી ?"

"એ ખરૂં; પણ કોઇ લાયક વર ન મળે અને એવી કાંઇ મુસ્કેલી હોય તો જ તેમ બને; નહિતો કુંવારી કન્યા તે સાપનો ભારો સમજવો, શેઠજી !"

"એ પણ ખરૂં; ત્યારે હવે તમે કહો તેમ કરીએ."

"શેઠજી !" કપૂરચંદ ગળગળો થતો બોલ્યો: "કહેતાં તો જીભ ઉપડતી નથી પણ મુંઝવણનો માર્યો કહું છું કે વેવીશાળમાંથી મને છૂટો કરો તો સારૂં; એક બાજે મુહુર્તિયો તૈયાર છે અને ચોકઠું બેસી જાય તેવું છે. નહિતો વળી કદાચ હું બન્ને બાજુએથી રઝળી પડીશ. કેટલાક વખતથી મારા મનમાં આ વિચાર ઘોળાયાં કરતો હતો, પણ છેવટે આજે કાળજું કઠણ કરીને તમારી પાસે આવ્યો છું. !"

"ભલે શેઠજી ! જેવી તમારી મરજી; તમારી તેમ ઈચ્છા હોય તો તેમ ! ભલે, તમે તમારી મુંઝવણને દૂર કરો; મારો ભાઇ કાંઈ કુંવારો તો નહિ જ રહે !"

"અને વિદ્યાસાગર જેવા જમાઇ મને પણ ક્યાંથી મળશે? વિદ્યાસાગરને છોડી દેતાં મારૂં કાળજું ટુકડે ટુકડા થઇ જાય છે, પણ શું કરૂં? નાંખી નજર પહોંચતી નથી!"

"હા ભાઇ હા! મોટાં પાપ કર્યાં હોય ત્યારે પેટ દીકરી પડે એ કહેવત કાંઇ ખોટું નથી. તમારોએ કાંઈ વાંક નથી; ભલે શેઠજી, તમારી ઇચ્છા તેવી હોય તો ભલે ખુશીથી બીજે વેવીશાળ કરો; હું તમને નકામા વધારે મુંઝવણમાં મૂકવા ઇચ્છતો નથી. કહો તો ફારકતી લખી આપું."

"રીતસર લખાણ તો થવું જ જોઇએ!" કપૂરચંદે કહ્યું અને કુસુમચંદ્ર ઊભો થયો. લખવાના ટેબલ પાસે જઇ તેણે ટૂંકામાં ફારકતી લખી આપી. "વિદ્યાસાગર સંસાર છોડી જવાનો હોવાથી હું મારી રાજી ખુશીથી કપૂરચંદની પુત્રી **સ**રસ્વતી સાથે તેનું કરેલું વેવીશાળ છોડી દઉં છું." એમ લખી આપ્યું અને નીતરતી આંખોએ કાગળનો ટુકડો કપૂરચંદને સોંપ્યો. શોકાતુર હૃદયે અને પડી ગએલે વદને કપૂરચંદ ત્યાંથી ઉઠ્યો અને કુસુમચંદ્રની સાથે હાથ મેળવી બન્ને વ્હેવાઇઓએ વેવીશાળના યજ્ઞમાં આંસુની આહુતિ આપી.

*    *    *    *

"શી ખબર! આજે મારી આંખોમાંથી આટલાં બધાં આંસુએ કેવી રીતે નીકળી શક્યાં હશે?" કપૂરચંદ ગયા પછી કુસુમચંદ્ર મનમાં ખુશ થતો વિચાર કરવા લાગ્યો: "આજના નાટકનો પાઠ વળી અસાધારણ ફત્તેહમંદી સાથે હું ભજવી શક્યો છું! મેં પણ બરાબર વખતસર જ પાઠ

ભજવવાનું શરૂ કરી દીધું ! રાંડ અહીં આવતી હતી એમ પાછળના બારણાથી મારા જોવામાં આવ્યું કે તુરત જ આપણે તો નાટકનો પાઠ બોલવાનું શરૂ કરી દીધું ! તે પણ કેવી ચકોર કે બારણાંની બહાર ઊભી રહીને સાંભળી રહી અને મારા વિચાર જાણી ગઈ ! જે થયું તે ઠીક જ થયું છે. અમસ્થું મેં તેને મ્હોંએ આટલું કર્યું હોત તો આટલી અસર ન થાત. તેણે ગુપ્ત રહીને સઘળું સાંભળ્યું તેથી મને તો લાભ જ છે ! હું સઘળું મારા અંતરથી બોલ્યો છું એમ તે સમજી છે અને તેથી વિદ્યાસાગરની તપાસ બાબત રોજ જીવ ખાતી અટકશે ! રાંડને મેં કેવી ઠગી છે ? કોઇએ બરાબર કહ્યું છે કે **नारीजने धूर्त्तता** એટલે સ્ત્રી આગળ તો ધુતારા જ થવું! મેં પણ આજ ધુતારાનો પાઠ ભજવીને તે નીતિવચનને માન આપવાનું ડહાપણ વાપર્યું છે !”

થોડી વાર રહી વળી તે વિશેષ આનંદ પામવા લાગ્યોઃ “ સાથે ને સાથે બીજી પંચાત પણ ઠીક પતી ગઇ ! કપૂરચંદ આવી ગયો, તેણે પણ થોડું ઘણું સાંભળ્યું, અને વિદ્યાસાગરને માટે મને બહુ લાગણી છે એમ તેની ખાત્રી થઇ. બરાબર આબાદ નાટક ભજવાઇ ગયું છે. તેણે વેવીશાળ ફોક કરવાની માંગણી કરી તે પણ ઠીક કર્યું. વિદ્યાસાગર પાછો આવે કે ન આવે, તેની ખાત્રી શી ? અને તેના નામે નકામો મારે માથે વળી શાને બોજો રાખવો ? તેને ચડાવેલાં ઘરેણાં પણ પાછાં આવશે, એ પણ લાભમાં જ લેખું છે !” એમ વિચાર કરતો કરતો કુસુમચંદ્ર પોતાની સ્ત્રી

લલિતા અને કપૂરચંદને આબાદ રીતે ઠગવા માટે મનમાં ફુ-લાવા લાગ્યો ! અહો ! ભગ્યો આ સંસારમાં રોજ આવાં માનસિક પાપ કેટલાં કરતાં હશે ? કાંઇ હિસાબ છે ?

*　　*　　*　　*　　*

અનેક અભિલાષાઓને ચિત્તમાં ધારણ કરી રહેલી, સંસારની શૃંગારવાસનામાં ડૂબેલી રસવતી–સરસ્વતીનું હૃ-દય શૂન્યતાનો ભોગ થઇ પડ્યું હતું. સરસ્વતીએ પોતાના પતિ તરીકે પ્રાચીન સ્વયંવરની પદ્ધતિ પ્રમાણે કાંઇ વિદ્યાસા-ગરને પસંદ કર્યો નહોતો–માતાપિતાએ જેની સાથે તેનું ભાગ્ય જોડી આપ્યું હતું તેનામાં સંતુષ્ટ રહીને જીવિતને સા-ર્થક કરવાનું સમજેલી કુમારિકા વિદ્યાસાગરમાંથી જ ધર્માર્થ-કામમોક્ષની સર્વ સિદ્ધિઓ મેળવવાની અભિલાષિણી બની હતી. સદ્‌ભાગ્યે તેની અભિલાષાની પરિપૂર્ણતાને માટે વિ-દ્યાસાગર પણ એક યોગ્ય પાત્ર હતો. જુગતે જોડું મળી રહ્યું હતું, પણ તેમાં અચિન્ત્યો અંતરાય આવી પડ્યો. વિદ્યાસાગરના કવિતાપત્રે સરસ્વતીની સઘળી અભિલાષાઓનો એક ક્ષણ માત્રમાં ઘાત કરી નાંખ્યો. અન્ય કોઇ સરોવર કે નદીને ભેટી રહેવાની સૂચનાએ તો તેના હૃદયમાંના સર્વ આશાંકુરોનો મૂળમાંથી વિચ્છેદ કરી નાંખ્યોઃ " અરેરે ! એક ભવમાં બે ભવ કરવા જેવુંજ થશે શું? આ શરીર તો ગમે તેનું થાય, પણ હૃદય જે એકનું થઇ ચૂક્યું છે તે બીજાનું કેમ થશે? શરીર બીજાને અર્પવું અને હૃદય બીજાને અર્પેલું રહેવા દેવું એવો દ્વિધા ભાવ રાખવો–એક મ્યાનમાં બે તલવારો રાખવી-

તે કરતાં આ દેહનો અંત આણવો શું ખોટો ? જેને દેહ અર્પ્યો તેનાથી હૃદયની વંચના કરવી એવું મહાપાપ મારાથી કેમ થાય ? અને જેને હૃદય અર્પ્યું તેને દેહનું અર્પણ કર્યા વિના દૂર રહ્યાં રહ્યાં પ્રજળી મરવું, દગ્ધ–પ્રદગ્ધ થવું તે કેમ સહન થાય રે બાપ ! ઓ મરણ ! હૃદયના અને દેહના બે ચીરા કરી નાંખીને જીવતી રહેવા દેવા કરતાં તો હવે મને સમૂળગી હરી લે અને આ દુઃખમાંથી મુક્ત કર !"

આવા આવા અનેક વિચારો કરતી સરસ્વતી કાળવહન કરતી હતી. નિશાળે જવાનું તો તેણે વહેલું મૂકી દીધું હતું, પણ રોજ ઘરમાં રહીને પણ જે કાંઇ વાંચતી તે પણ હવે તો તેણે મૂકી દીધું હતું. ચંદાગોરી તેની પાસે રોજ બપોરના આવતી અને તે સમજતી કે કોમળ હૃદયિની સરસ્વતી ઉપર વિદ્યાસાગરના જતા રહેવાથી જે સખ્ત આઘાત થયો છે તે વિશેષ વ્યથાકારક ન નીવડે તેટલા માટે પુરતા આશ્વાસનની તેને જરૂર હતી.

સરસ્વતીની માતા ગુણલક્ષ્મી અને તેનો પિતા કપૂરચંદ પુત્રીની આ સ્થિતિને સારી પેઠે સમજી ગયાં હતાં અને એકની એક લાડકી પુત્રીની આ દશાથી તેમના ચિત્તમાં પણ ઉદ્વેગ પેઠો હતો, પરન્તુ હવે તેનો કાંઇ ઉપાય રહ્યો નહોતો. સરસ્વતી લગ્ન કરવા જેવડી થઇ ગઇ હતી અને કપૂરચંદના ચિત્તમાં તેને માટે સૌથી વધારે ચિન્તા હતી. વિદ્યાસાગર જતો રહ્યો તેથી તેને બહુ લાગી આવ્યું હતું કારણકે તેના જેવો ભણેલો ગણેલો અને ડાહ્યો જમાઇ

બીજો મળી શકે તેમ નહોતું. તોપણ જ્યારે તે બહુ મુંઝાયો, વિદ્યાસાગર પાછો આવવા સંબંધે કાંઇ નિર્ણય ન કરી શકાયો, કુસુમચંદ્રે પણ કાંઇ ચોક્કસ ઉત્તર ન આપ્યો, ત્યારે તેણે સુરતના વતની મહાસુખલાલ ઝવેરીના પુત્ર ગુણવંતલાલ વેરે સરસ્વતીનું પુનઃ વેવીશાળ કરવાનો વિચાર કર્યો. ગુણવંતલાલની પત્ની થોડા રોજ ઉપર સુવાવડમાં મરણશરણ થઇ હતી એટલે સરસ્વતીને માટે તે બીજવર હતો, તેમ જ વય પણ લગભગ પાંત્રીશેક વર્ષનું હતું, તોપણ મુંઝાએલા કપૂરચંદને ત્યાંઆગળ વેવીશાળ કરવામાં કાંઇ અનુચિત જણાયું નહિ. ગુણવંતલાલ સુરતમાં રહીને ઝવેરાતની દુકાન ચલાવતો હતો અને પોતાના પિતાનું મરણ થયા પછી દુકાનમાંથી તેનું ચિત્ત ઓછું થઇ ગયું હતું તોપણ દુકાન બહુ સારી રીતે ચાલતી હતી અને કમાણી પણ સારી હતી.

કપૂરચંદે કુસુમચંદ્ર તરફથી ફારકતી મેળવી તેને બીજે દિવસે તેણે સરસ્વતીનું વેવીશાળ ગુણવંતલાલ વેરે કરવાની તૈયારી કરી. તેજ દિવસે સુરત તાર કર્યો એટલે ગુણવંતલાલ પોતાના બે મિત્રોની સાથે બીજે દિવસે રહવારમાં આવી પહોંચ્યો. બપોરે સાજનું મળ્યું અને વેવીશાળ કરવાની ક્રિયા કરવાની તૈયારી કરવામાં આવી. ગોરને બોલાવ્યો અને તેણે સાજનામાં પધારેલા ગૃહસ્થોના કપાળને કુમકુમ ચંદ્રકથી સુશોભિત કર્યા. કપૂરચંદે વેવીશાળની ખુશાલીમાં વહેંચવાને સાકર મંગાવી અને એ પ્રમાણે સઘળી સામગ્રી તૈયાર રાખવામાં આવી.

દૈવયોગે તે જ વખતે ચંદાગૌરી સરસ્વતીને મળવા આવી. કુસુમચંદ્રે ફારકતી લખી આપી છે અને કપૂરચંદે સઘળી તૈયારી કરી રાખી છે એવું કાંઇ પણ ચંદાગૌરીના જાણવામાં નહોતું અને તેથી તે એકાએક સાજનું મળેલું જોઇને આશ્ચર્ય પામી. તે એકદમ મેડા ઉપર ગઈ અને સરસ્વતીની સામે જઇને ઊભી. આશ્ચર્યપૂર્વક તેણે પૂછ્યું: "બ્હેન ! આ સઘળી શી તૈયારી છે ?"

સરસ્વતી એકદમ રડી પડી. તે આંખમાંથી અશ્રુધારા વર્ષાવતી બોલી: "બ્હેન! વડીલો પણ શું મને બે ભવ કરાવવાના સાધનભૂત થશે ? અરેરે ! સંસારની વિલક્ષણતાનો આ સઘળો બોજો હું ઉપર જ ક્યાંથી આવી પડ્યો ? એ મૃત્યુદેવ! હવે તો તું મારી સમક્ષ આવીને ઊભો રહે! મોડો એ આવવાનો છે તો આ હવે આ દીન બાળા ઉપર કૃપા કરીને વ્હેલો આવી જા!"

સરસ્વતીના આ ઉદ્‌ગારો સાંભળીને ચંદાગૌરીને પણ લાગણી થઇ આવી. તે સમજી કે સરસ્વતીનાં પિતામાતાએ બીજે વેવીશાળ કરવાની તૈયારી કરી છે ખરી, પરન્તુ સરસ્વતી તેને સંમત નથી. તેણે સરસ્વતીને પૂછ્યું: "પણ બ્હેન ! બીજે વેવીશાળ કરવાની આટલી બધી ઉતાવળ શામાટે કરવામાં આવે છે ?"

"તે તો હું પણ સમજતી નથી. કાલે જાણવામાં આવ્યું કે કુસુમચંદ્રે ફારકતી લખી આપી છે અને બીજે ચોકઠું ગોઠવાઈ ગયું છે. હવે હું શું કરું ?" સરસ્વતી નિઃશ્વાસ નાંખી બોલી.

" ત્યારે તમે તમારા પિતાને તમારો વિચાર જણાવ્યો નહિ? " ચંદાએ પ્રશ્ન કર્યો.

" હું શું જણાવું બ્હેન? હું કેવી રીતે કહું? લજ્જા-નો પડદો મારા મુખપરથી દૂર થઇ શકયો નહિ અને હું અભાગિણી મોટા દુઃખમાં આવી પડી છું! આ હૃદયના બે ચીરા કરી નાંખવા, તે કરતાં હું જીભ કરડીને અહીં ને અહીં મરી જઉં તો કેમ બ્હેન?"

" એમ આત્મઘાત થાય? હવે તો સઘળી બાજી હાથમાંથી ગઇ છે! સાજનું એકડું થયું, મ્હોંના બોલ બોલાઇ ગયા અને હવે શું થાય? ભાવી જેવા રંગમાં રાખે તેવા રંગમાં રહો! આ જોઇને હું એ ધીરજ રાખી શકતી નથી. મારી છાતીમાં કાંઇ કાંઇ થઇ જાય છે, હું જઉં છું. અરે વિદ્યાસાગર! આ અનર્થ શું કાંઈ તમારા જાણવામાં છે?" એમ બોલતી ચંદાગૌરીનાં નેત્રોમાંથી પણ અશ્રુ ટપકવા લાગ્યાં. સરસ્વતી તો ઝારઝાર રડી રહી હતી. હૃદ-યની અકળામણથી તેનું મન મુંઝાઈ ગયું હતું. લજ્જાનો પડદો તૂટી શકયો નહિ, માતાપિતાને પોતાના હૃદયનો ખુલ્લો વિચાર જણાવી શકાયો નહિ, અને તેથી પોતે આ મુસ્કેલીમાં આવી પડી હતી; પરન્તુ હવે વખત ભરાઇ ગયો હતો. હૃદયમાં વળતાં ગુંચળાંથી તે પોતાના વિચારોને પણ બરાબર ગોઠવી શકતી નહોતી. હૃદયનાં ગુંચળાં ફક્ત બાષ્પરૂપે આંખોમાંથી વહન કરતાં હતાં.

એટલામાં ગુણલક્ષ્મીએ સરસ્વતીને નીચે બોલાવવા માટે ચાકરડીને મોકલી. માતા તરફના આ સંદેશાએ તે

બાળાના કાળજાના ટુકડા કરી નાંખ્યા. શરીરમાં અચેતનતા સ્ફુરી આવી. પગ પાણી પાણી થઇ જવા લાગ્યા. ચંદાગૌરી ચિત્તની શોકાતુરતામાં ચાલી જતી હતી તેને તેણે જવા દીધી નહિ અને પૂછ્યું: " બ્હેન ! હવે હું શું કરૂં ? છેવટે કાંઇ પણ ઉપાય બતાવશો ? નક્કી માનજો કે આ શરીર અન્યને સોંપીને પણ હું વધુ દિવસ જીવવાની નથી. મારૂં હૃદય અત્યારથી જ ચિરાવા લાગ્યું છે અને આ શરીર ચીરાઇ જતાં હવે વધારે વખત નહિ લાગે ! "

" બ્હેન ! એક સ્થળે લખેલું મેં વાંચ્યું છે કે **जंचिय विहिणा लिहियं तंचिय परिणमे सयल लोयस्स** એટલે કે જે કાંઇ વિધિએ લખ્યું હોય છે તે પ્રમાણે જ સર્વ લોકની ગતિ થાય છે; તો હવે વિધિ જે ગતિમાં મેલે તે ગતિમાં સંતોષ માનીને રહો; હવે બીજો શું ઉપાય ? વિદ્યાસાગરને હવે ચિત્તમાંથી ભૂલી જજો ! "

" અરેરે બ્હેન ! એવું નિષ્ઠુર હૃદય મારી પાસે નથી એટલે હું શું કરૂં ? હું સંતોષ નહિ માની શકું, સાગરને ભૂલી નહિ જઈ શકું ! "

સરસ્વતીને તેડવાને બીજું તેડું આવ્યું એટલે આંસુ લૂછી નાંખી, મ્હોંને જરા સ્વસ્થ રાખી, તે ચંદાગૌરીની સાથે નીચે ગઇ. નીચે એકઠાં થએલાં બૈરાંને સરસ્વતીનું પડી ગએલું મ્હોં જોઇને જરા નવાઈ લાગી.

એટલામાં ગોરે શુભ મંત્ર ભણીને વરરાજાને ચાંદલો કર્યો. રૂપિયો શ્રીફળ ઉપર પણ કુમકુમ અને ચોખા ચોડ્યા.

સાજનામાંથી કોઇ બોલી ઉઠયું: " ઘરમાં જઇને કન્યાને ચાંદલો કરી આવો અને પછી રૂપિયો શ્રીફળ ગુણવંતલાલને આપો." તે સાથે જ ઓરડામાં કાંઇક ગરબડાટ પેદા થયો. ગોર મહારાજ કન્યાને ચાંદલો કરવાને ઓરડાના બારણામાં પેઠા હતા તે ત્યાં જ સ્થિર થઇ ગયા, કારણકે સરસ્વતી મરણતુલ્ય બેભાન અવસ્થામાં ચંદાગૌરીના શરીરપર પછડાઇ પડી હતી અને સૌ બૈરાં મોટા ગભરાટમાં પડ્યાં હતાં !!

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ચોરી અને લુંટનાં પાપ.

**લોભાવિષ્ટો નરો વિત્તં વીક્ષતે નૈવ ચાપદમ્ ।**
**દુગ્ધં પશ્યતિ માર્જારો યથા ન લગુડાહતિમ્ ॥**

અર્થ:—લોભથી વીંટળાએલો માણસ ફકત ધનને જ જુએ છે પરન્તુ જે આપત્તિ આવી પડવાની હોય છે તેનો વિચાર કરતો નથી; જેમકે બિલાડી દૂધ જ જુએ છે પણ માર ખાવો પડશે તેનું ભાન ભૂલી જાય છે !

* * * *

કોઇ દિવસ નહિ અને આજે સ્વરૂપસિંગ બપોરે પોતાના સાથીઓને લેઇને ખાણમાં પાછો ફર્યો. તેનું મ્હોં કાંઇક ચીમળાઇ ગએલું, કાંઇક ગભરાટથી વિવર્ણ થએલું અને કાંઇક ગમગીનીની રેષાઓથી આચ્છન્ન થએલું ભાસતું હતું. કેશરકુંવર તેમ જ વિદ્યાસાગર બન્ને સ્વરૂપસિંગને અત્યારે

આવેલો જોઇને નવાઇ પામ્યાં અને વિદ્યાસાગરથી પૂછયા વિના રહેવાયું નહિ કે: " કેમ આજે વહેલા ? "

કાંઇ પણ જવાબ નહિ આપતાં સ્વરૂપસિંગ વિદ્યાસાગરની બેઠકની પાસે જઇને બેઠો. હિંમતસિંગ અને બીજા ગરાસીયાઓ પણ તેની નજીકમાં માંડલું વાળીને બેઠા. કાંઇક ભયનું કારણ પેદા થયું હોવાનું અનુમાન કરીને વિદ્યાસાગર બોલ્યોઃ " આજે આમ કેમ ? કાંઇ ભય છે કે શું ? "

સ્વરૂપસિંગ લમણે હાથ દઇને બોલ્યોઃ " વિદ્યાસાગરભાઇ ! ઉના લોહીના જુવાનિયાઓએ અમારૂં સત્યાનાશ વાળી નાંખ્યું છે ! હવે અમારે શું કરવું તે બાબત તમારી બુદ્ધિની મદદની જરૂર પડી છે. "

" પણ શું થયું છે તે તો મને કહેો. " વિદ્યાસાગરે કહ્યું. તે વખતે કેશરકુંવર પણ એક બાજુએ ભરાઈ બેઠી અને સઘળું સાંભળવા લાગી.

" ભાઇ ! શું કહું ? પેલી ટપાલની લુંટ ચલાવી તેની આ બધી હોળી જાગી છે. આજ સુધી ભદ્રાવતીની અને બીજા રાજાઓની પ્રજાને લુંટતા, તો તેથી કોઇ કાંઇ કરી શકતું નહિ, કારણકે અમારૂં મોટું બળ જોઇને રાજા પણ સામે આવતાં બ્હીતો. પણ પેલી ટપાલ લુંટી તેથી કહે છે કે સરકારમાં લખાણ થયું છે અને મુંબઇના ગવર્નર પાસેથી એક હજાર સોજીરોની પલટણ પોલીટીકલ સાહેબે બોલાવી છે ! આસપાસના ત્રણ ચાર ગામમાંથી મને આ ખબર મળ્યા અને તેથી તે ખરા હોવા જોઇએ એમ હું માનું છું. હવે અમારે શું કરવું તેનો કાંઇ ઉપાય બતાવો ? "

વિદ્યાસાગર થોડી વાર વિચાર કરીને બોલ્યો. " સ્વરૂપસિંગજી ! આ ધંધો કરવામાં જ તમે મોટી ભૂલ કરી છે. હું કહું તે જરા વિગતથી સાંભળો. લુંટ અને ચોરીનો ધંધો તમે નાનાસૂના પાપવાળો સમજશો નહિ. તે ધંધો એટલો હાય–ત્રાસનો છે કે તેનું દુષ્પરિણામ ભોગવ્યા વિના માણસને ચાલતું જ નથી. હું જ તમને પૂછું છું કે કેટલા આશાવંતા વટેમાર્ગુઓને લુંટીને તમે તેમના નિસાસા લીધા હશે ? કેટલાં કુટુંબોને તમે ગરીબ બનાવી દીધાં હશે? કેટલાં ખેતરોના ઊભા પાકના પાક લુંટી લેઇને તે બિચારા-ઓની બાંર માસની કમાણીપર પાણી ફેરવ્યું હશે ? કેટલી બિચારી આશાભરી સ્ત્રીઓને ઝાર ઝાર રડાવી હશે ? આ અબળા ત્રાસનું કાંઇ પણ ફળ નથી આવતું એમ તમે નહિ માનશો. દરેક કાર્યનું પરિણામ હોય છે અને તમે બીજા-ઓને જે કાંઇ ત્રાસ ઉપજાવ્યો હોય તેનું પરિણામ પણ તમારે ભોગવવું પડે જ. "

હિંમતસિંગ વચમાં બોલ્યોઃ " વિદ્યાસાગરભાઇ ! તમે કહ્યું તે બધું ખરૂં. અમે પણ સમજીએ છીએ કે તે ધંધો પાપનો છે; લુંટ તે કાંઇ ધર્મી ધંધો હોય જ નહિ; પણ જ્યારે અમારે બીજો કાંઇ આધાર રહ્યો નહિ, ત્યારે પછી અમે શું કરીએ, કહો જોઇએ ? જે ધંધાપર અમારૂં ધ્યાન ગયું તે ધંધો અમે કરવા માંડ્યો. "

" તે ખરૂં; તમે નિરાધાર બની ગયા અને તમારી બુદ્ધિને આ ખોટો ધંધો સૂઝ્યો તે તમારી ઓછી બુદ્ધિનું

જ પરિણામ છે; પરન્તુ દરેક કાર્ય કરતી વખતે તે કાર્યનું પરિણામ કેવું આવશે તેનો વિચાર તો એક બાળક પણ કરી શકે છે. તમારી ઓછી બુદ્ધિથી તમને લુંટ સિવાય બીજો ધંધો સુજ્યો નહિ; પણ લુંટનાં દુષ્પરિણામોનો પણ શું તમે વિચાર ન કર્યો ! આ ટપાલ લુંટી તે પહેલાં તો તમારે ઘણો લાંબો વિચાર કરવો જોઇતો હતો."

સ્વરૂપસિંગ એક હાથ મારીને ખેદ દર્શાવતો બોલ્યોઃ "ઓ મારા પરભુ ! એ વિચાર જો પહેલાં કર્યો હોત તો આટલું દુઃખ જ શેનું થાત ?"

વિદ્યાસાગર બોલ્યોઃ "ટપાલની લુંટથી તો મોટો અનર્થ થઈ ગયો છે, સ્વરૂપસિંગ ! અરે રે ! તમે સેંકડો વટેમાર્ગુઓને ત્રાસ આપ્યો હશે, પરન્તુ તે સઘળા ત્રાસ કરતાં ટપાલની એક વખતની લુંટનો ત્રાસ વધી જાય છે. તે ટપાલમાંના કાગળો વાંચવા ઉપર કેટલા જીવો બિચારા ટળવળી રહ્યા હશે ? કોઇ પોતાના વ્યાપારમાં લાભ ખોટના સમાચાર મેળવવાને આતુર થઇ રહ્યા હશે, કોઇ પોતાના મિત્રને કે માતાપિતાને ભેટવાને આતુર બન્યા હશે, કોઈ સ્ત્રી પોતાના પતિના પત્રની કાગને ડોળે રાહ જોઇ રહી હશે, કોઇ રોગીનું જીવન પોતાના વૈદ્યની સલાહના પત્ર ઉપર ટકી રહ્યું હશે, કોઇ માતાપિતા પોતાના પરદેશ ગએલા પુત્રના પત્રમાંના કુશળતાના ખબર મેળવવાને ઝુરતાં હશે, ત્યારે કોઈ વિરહી પતિના ચિત્તની સ્વસ્થતાનો આધાર પોતાની પત્નીના મિષ્ટ પત્ર ઉપર અવલંબીને રહ્યો હશેઃ એવી રીતે ટપાલ-

ના થોડા પત્રો ગેરવલ્લે જવાથી જે મોટો અનર્થ થઇ જાય છે, સેંકડો માણસોને જે ત્રાસ ઉત્પન્ન થાય છે, તેનું કારણ તમારી જુવાનિયાઓની એક માત્ર રમત જ થઇ પડી ! સ્વરૂપસિંગ ! આ અનર્થનો બદલો તમને તત્કાળ મળે તો તેમાં શું નવાઇજેવું છે ?"

સ્વરૂપસિંગની આંખોમાં આંસુ ઉભરાયાં. તે બોલ્યો: "વિદ્યાસાગરભાઇ ! અમારાં પાપોનો બદલો મેળવવાને અમે લાયક જ છીએ, તો પછી તેમાં નવાઇ શેની ? ઓ મારા પરભુ ! પેલે ભવ અમે એવાં તે શાં પાપ કર્યાં હશે કે આ ભવ અમને લુંટનો ધંધો કરવાની બુદ્ધિ સૂઝી ? કહેવાય ત્યારે થોડા કાગળિયાની માત્ર લુંટ અને તેમાંથી કેટલા બધા માણસોના જીવને કષ્ટ પડે ? અરેરે, આ સઘળું પહેલેથી સૂઝ્યું હોત તો કેટલું સારૂં હતું ? હવે સરકાર અમારી પાછળ પડશે તો તે અમને કોઇને જીવતા રહેવા દેનાર નથી ! આ ટપાલનો કોથળો જ અમારૂં મોત કરાવનાર થશે !"

હિંમતસિંગ ધીરેથી બોલ્યો: "જે ભુલ થઇ તે થઇ: તેનું હવે બીજું કાંઇ થાય તેમ નથી. પણ વિદ્યાસાગરભાઇ ! આમાંથી કાંઇ બચવાનો માર્ગ શોધી કાઢો. અમ સઘળાની મત તો કેવળ મુંઝાઇ ગઇ છે."

"માર્ગ હવે માત્ર એક છે અને તે પોતાનો ગુન્હો કબૂલ કરીને સરકારને શરણે જવાનો છે. સ્વરૂપસિંગજી ! આ મહા અનર્થને ઉપજાવનાર ધંધો તો હવે તમારે છોડી જ દેવો, એવી હું ભલામણ કરૂં છું. જુઓને, તમે પણ અત્યારે

સમજી શકો છો કે આ ધંધામાં પડતાં તમારી બુદ્ધિએ મોટી ભૂલ કરી હતી."

"હા, ભાઇ! મહા પાતકી ધંધો કરતાં ભૂલ થઇ તેમ તો કબૂલ કરવું જ પડે છે; પણ તે ધંધો મૂકી દઇને હવે અમે કરીએ શું? આ લુંટના ધંધા ઉપર બસો માણસની જીંદગીનો આધાર છે."

"જુઓ, તમે હવે આ સ્થળને છોડી જાઓ. સરકાર પોતાનાં માણસો લેઇને સામા થાય, તે પહેલાં તમે ભદ્રાવતીના રાજાનું શરણુ શોધો. તે રાજા દયાળુ અને લાયક છે. તે તમને દુઃખી થવા નહિ દેતાં કોઇ લાયક ધંધામાં જોડશે. પણ આ સ્થળ તો સત્વર છોડી દો; નહિતો સરકારી પોલિસ તો વગરવિચાર્યે તોપનો મારો જ ચાલુ કરશે અને પરિણામે મોટી હાનિ થશે!"

સૌને આ વાત રૂચી ખરી. કોઇએ કાંઇ ઉત્તર વાળ્યો નહિ. વિદ્યાસાગરે આગળ ચલાવ્યું: "અને સ્વરૂપસિંગજી! જો તમને મારૂં કહેવું રૂચતું હોય તો આજથી તમે અને તમારા સઘળા સાથીઓ એવી પ્રતિજ્ઞા લો કે બીજાઓને ત્રાસ ઉત્પન્ન થાય તેવું કાર્ય અમે કરીશું નહિ અને સઘળા ઉદ્યોગી બનીને કદાપિ આળસ કરીશું નહિ."

"ખરૂં, વિદ્યાસાગરભાઇ! એ વાત તમે સો ટચના સોના જેવી કહી! અમે અમારૂં સર્વસ્વ અફીણમાં અને આળસમાં જ ગુમાવ્યું છે. જો મૂળથી અમે ઉદ્યોગી રહ્યા હોત તો અમારા ગરાસ ચાસ દેવામાં ડૂબી જાત નહિ

અને આ દશામાં આવી પડત નહિ. અમને લુંટનો ધંધો કરવો પડ્યો તે પણ આ જ કારણથી, તે અત્યારે હવે મને સૂજી આવે છે. સારૂં થયું કે અનાયાસે તમે અમારામાં આવી પડ્યા અને અમને આટલું ભાન કરાવ્યું, નહિતો અમારી અત્યારે કેવીએ દશા થઇ પડત. ચાલો, સૌ પ્રતિજ્ઞા લેઇ લ્યો કે આ દેહે હવેથી કોઇ માણસને ત્રાસ પેદા થાય એવું કામ કરવું નહિ અને કદી આળસ કરવી નહિ."

હિંમતસિંગ બોલ્યો: "ત્યારે તો હવેથી આપણે લુંટ પણ કરવી ન જોઇએ; અને કદાચ ભદ્રાવતીના રાજ્ય તરફથી આપણને આશ્રય ન મળ્યો અને લુંટનો ધંધો ચાલુ રાખવાની જરૂર પડી તો ?"

સ્વરૂપસિંગ ગુસ્સો કરતો બોલ્યો: "શું ? હવે લુંટનો ધંધો કરવો ? કાકો સરકાર કાલે આવીને તોપના મોરચા માંડશે, પછી લુંટ કેવી રીતે કરશો ? અને એવી પ્રતિજ્ઞા લેશો તો જ ભદ્રાવતીના રાજાના દિલમાં પણ પરમેશ્વર આપણને આશરો આપવાની બુદ્ધિ મેલશે; અને કદાચ તેનો આશરો નહિ મળે, તોએ હવેથી એ પાતકી કામમાં પડવાથી આપણો કોઇ કાળે જેવારો થવાનો નથી, માટે એની તો પ્રતિજ્ઞા જ લેવી કે જેથી આપણને બીજો સારો મારગ જલ્દી સૂજે."

વિદ્યાસાગરે તેમાં ટાપસી પૂરતાં કહ્યું: "ખરૂં છે; પાપનું દ્વાર બંધ થયા પહેલાં પુણ્યકર્મ તરફ વૃત્તિનું વલન થતું નથી: માટે તમે એક દૃઢ પ્રતિજ્ઞાદ્વારા તમારા મનને નિશ્ચિત સ્થિતિ ઉપર લાવો."

હિંમતસિંગ વળી પાછો બોલ્યો: " પણ આમાં આપણે આપણા બીજા ભાઇઓનો મત મેળવવો ખરો કે નહિ?"

સ્વરૂપસિંગ બોલી ઉઠ્યો: " હવે તેમનો મત બીજો શું મેળવવાનો હતો? મારો તો નિશ્ચય થઇ ચૂક્યો છે કે હવે આપણે આ ધંધો કરવો નહિ. આજ રાત્રે હું ભદ્રાવતી જઇને લક્ષ્મણસિંહને છાની રીતે મળવા ધારૂં છું. સ્હવાર થયા પહેલાં આપણે આ સ્થળ છોડી દેવું જોઇએ. બીજા સાથીઓને આપણે આ વાત કહેવરાવી દઇશું. તેમનો મત પડે તો ભલે, નહિતો ભલે તેમની મરજીમાં આવે તો તેઓ આ ધંધો ચાલુ રાખે. પણ આપણે સૌ પ્રતિજ્ઞા લેઇ લો. વિદ્યાસાગરભાઇ! તમે કહો તે પ્રમાણે અમે પ્રતિજ્ઞા લેઇએ છીએ."

વિદ્યાસાગર બોલ્યો: " કોઇ પણ માણસ કે જાનવરને ત્રાસ પેદા થાય એવું કામ તમારામાંના કોઇએ કરવું નહિ અને આળસ છોડીને ઉદ્યમી બનવું. આ પ્રતિજ્ઞા તમને સૌને કબૂલ છે?"

" કબૂલ છે." સૌ એકી સાથે બોલી ઉઠ્યા.

" વારૂ, વિદ્યાસાગરભાઇ! આપે અમારી જીંદગીને સુધારી નાંખી છે! અમે તમને અહીં લાવ્યા'તા મારી નાંખવા, તેને બદલે તમે અમને મરી જતા બચાવીને જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમે કેવી રીતે વાળી શકીશું? ઓ પ્રભુ! વિદ્યાસાગરભાઇ જેવાઓને હમેશાં અમર રાખજે. ભાઇ! હવે તમે આજે સાંજ પડ્યા પહેલાં કે પછી અહીંથી જતા રહેજો. કદાચ જો સરકારની વ્હાર આવી પહોંચી

તો અમારી સાથે તમે કામમાં આવી જશો, માટે તમે તો જતા જ રહેજો. પ્રભુ કરશે તો કોઇ વાર વળી મળીશું. હું અને આ બધા, અમારાં માણુસો જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં તેમને આ બાબતના ખબર કરવા જઇએ છીએ." એમ કહી સ્વરૂપસિંગ ઉઠ્યો. સૌને જૂદે જૂદે ઠેકાણે મોકલ્યા અને આજનો સઘળો બનાવ, પ્રતિજ્ઞા, સરકારની તૈયારી વગેરે બાબતોથી તેમને જાણીતા કરી કાલ્ય સ્હવાર પહેલાં વીખરાઇ જવાની સૂચના કરી. જેઓ કાંઇ ધંધો કરવાની બુદ્ધિ ચલાવી શકે નહિ તેમણે રાણુકનગરના ભોંયરામાં સંતાવું એવી પણ સૂચના કરી. આ સંદેશો સૌને કહેવાને સઘળા નીકળી પડ્યા અને પુનઃ તે સ્થળે વિદ્યાસાગર અને કેશર-કુંવર એ બે જણ રહ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### વિદાય.

"વિદ્યાસાગર ! જુઓ, આજે તમારી વાણીએ કેટલો બધો ઉપકાર કર્યો ? આજે ઘણે દહાડે મારા દિલનો દંશ દૂર થયો. મારા પિતા એક ઉંચા કુળના ગરાસીયા હોવા છતાં લૂંટારાનો હીણુપત લાગે તેવો ધંધો કરે અને સરકારી દરબારી માણુસોના ભયથી અમારા જીવ આકાશમાં ઉડતા જ રહે એ કેટલું બધું દુઃખ ઉપજાવે છે ? આજે મારા મનનું એ દુઃખ દૂર ગયું; પ્રભુ કરે ને સરકારી માણુસો

આવી પહોંચ્યા પહેલાં અમે સહીસલામત નાસી છૂટીએ."

" મારી વાણી તમારા પિતાની મતિ ફેરવવાને કારણીભૂત થઈ ખરી, પરન્તુ તે સઘળો ગુણ તમારા પિતાની મતિની સરલતાનો છે. જો તે સરલ મતિના હોત નહિ, તો ગમે તેટલું માથું કૂટયા છતાં સમજત નહિ."

" અહા, પણ આજે મને કેટલો આનંદ થાય છે ? લાંબા વખતથી મારી ઇચ્છા હતી કે મારા પિતાને કોઇ સમજાવે અને મારી એ ઇચ્છા તમે આજે પૂરી પાડી ! હું તમારો કેટલો આભાર માનું ? હાં, અરે દોલત !" દોલતને કેશરકુંવરે બોલાવ્યો.

" કેમ બા !" કહેતો દોલત દોડતો આવ્યો.

" જા, બારણાં આગળ ખબર કાઢ, કે સંગ્રામસિંહ ત્યાં બેઠા છેને ? આજનો દહાડો જરા ભયભરેલો છે માટે વધારે સાવચેત રહે તેમ કહેજે." બાગના દ્વાર આગળ બેસી રહેતા સંગ્રામસિંહને એક સૂચના કરી, તે સૂચના સંગ્રામસિંહને કહી સંભળાવવાને દોલત રમતો રમતો દોડ્યો.

વિદ્યાસાગરે કહ્યું: " એમાં મારો આભાર માનવાની કાંઇ જરૂર નથી. મારે તમારો આભાર માનવો જોઇએ કે તમારી અને તમારા પિતા વગેરેની ઉદારતાથી હું જીવતો રહી શકયો છું. મને મારી નાંખવાની ઉતાવળ કરતાં તમે જ તેમને અટકાવી રાખ્યા હતા, એ જીવિતદાનનો મોટો ઉપકાર તમે મારા ઉપર નથી કર્યો શું ?"

કેશરકુંવર શરમાઇ ગઇ. તેના ગુલાબી ગાલમાં શેરડા

પડ્યા અને મુખમાંથી મન્દ સ્મિત સ્ફુર્યું. તે બોલી: “ તમે મને વારંવાર હાર ખવરાવો છો. મારા મનથી તો હું માનું છું કે મેં તમારા ઉપર જરાએ ઉપકાર કર્યો નથી પણ તમે બસો માણસોને એક પાપી ધંધામાંથી ઉગારી હજારો માણસોને ત્રાસમાંથી મુક્ત કર્યા છે. એ ઉપકાર શું કાંઇ નાનો સૂનો છે ? વારૂ, પણ આજે શું તમે જશો જ ? ”

“ હા, આજે મારે જવું જોઇએ. અહીં આવ્યો ત્યારે જીવતા જવાની મને આશા નહોતી; જેમને હાથે હું મરવાનો હતો તેઓ જ આજે મને જીવતો રહેવા દેવા માટે જતા રહેવાનું કહે છે ! અહો ! વિધિનો કેવડો મોટો ફેરફાર ? ”

કેશરકુંવર ક્ષણભર વિચારમાં પડી ગઈ. થોડી વાર રહીને તે બોલી: “ તમે અમારાથી છૂટા ન પડો તો કેવું સારૂં ? ”

“ તે બને જ કેમ ? મારે તમારી સાથે શામાટે રહેવું જોઈએ ? ”

કેશરકુંવર જવાબ આપી શકી નહિ. વિદ્યાસાગરને પોતાની સાથે રહેવાની માંગણી તે શામાટે કરે છે તેનું કાંઇ કારણ તે દર્શાવી શકી નહિ. થોડી વાર રહીને તે બોલી: “ તમે અમારી સાથે હો તો અમને ઘણો લાભ થાય. મારા પિતા વળી કાંઇ અવિચારી કામ કરતા અટકે અને–” ક્ષણભર વિરામ લેઇને મસ્તકને નીચું નમાવી તે બોલી: “ તમારી સાથે વાતચીત કરવામાં મને બહુ આનંદ મળે છે. તમારી વાણીમાં મને–” આગળ બોલતી તે અટકી.

" પણ મારે હજી ઘણું અટન કરવાનું છે. મારે જવું તો જોઇએ જ. " વિદ્યાસાગરે કહ્યું.

" ક્યાં જશો ? " પ્રશ્ન થયો.

" જ્યાં પગ લેઇ જશે ત્યાં. મારૂં અટન નિશ્ચિત સ્થળે જવા માટે નથી જ. "

" જૂદે જૂદે સ્થળે ભટકીને તમે શું કરશો ? " કેશરકુંવરે પૂછ્યું.

" સંસારનાં વિધવિધ ચિત્રો જોઇશ, તેમાંથી સાર મેળવીને આ જીવન કેવી રીતે ગાળવું તેના કોઇ નિશ્ચય ઉપર આવીશ. "

" અરેરે ! વિદ્યાસાગર ! ત્યારે તમારી બિચારી કુમારિકા સ્ત્રીને તમે ત્યજી જ દેવાના કે ? શું તે આશાભરી બાળાને ત્યજી દેવાથી તમને પાપ નહિ લાગે ? બીજાઓને જે ત્રાસ પડે છે તે દૂર કરવાને તમે મારા પિતાને પ્રતિજ્ઞા આપી, તે તો બહુ સારૂં કર્યું; પણ તમે એ બિચારી બાળાને ત્રાસ આપો છો તે કેમ વિચારતા નથી ? શું તમને તેનું પાપ ન લાગે કે ? "

" તેનો જવાબ હું તમને નહિ આપું, કેશરકુંવર ! જેનું સ્મરણ નહિ કરવાનો મેં મનથી એક વાર નિશ્ચય કર્યો છે તેને હવે હું નહિ સંભારૂં ! તેમ કરવાથી ફળ પણ શું ? "

" ઓહો ! તમારા સરખા ભણેલા ગણેલાઓ પણ ફળના જ ભોગી છે ! સ્વાર્થી છે ! હશે, પણ વિદ્યાસાગર ! શું તમે અમારી સાથે નહિ રહો ? શું તમે જતા જ રહેશો ?

તમે જશો તો મને નહિ ગમે. મારા દહાડા નહિ જાય. કોણ જાણે શાથી એ હું તમ–" કેશરકુંવર આગળ બોલતી અટકી ગઇ. પોતે શું આડું અવળું બોલી જાય છે તેના ભાનમાં તે આવી. હૃદયમાં આજ સુધીના અજ્ઞાતયૌવનમાં જે ભાવો પ્રકટ્યા નહોતા, તે ભાવો અચાનક ચમકતા અને મુખદ્વારા સરી જતા જોઇને કેશરકુંવર ક્ષોભ પામી ગઇ.

વિદ્યાસાગરથી આ ભાવો કેટલેક અંશે કળાયા. તે બોલ્યો: "કેશરકુંવર! મને હજી ઘણું અટન કરવાનું છે અને હું તમારી સાથે કેવી રીતે રહું. તમને ભયથી જ્યાં ત્યાં નાસવું પડશે, હું તમારી સાથે નાસતો ફરીને કેટલો હેરાન થઉં ?"

"ત્યારે હેરાન થવાને માટે હું તમને આગ્રહ કરી શકતી નથી. પણ તમે અમને ફરીથી કોઇ વાર મળશો ખરા કે નહિ ?" કેશરકુંવરે મમતાથી પૂછ્યું.

"તે હું કેમ કહી શકું ? તમારૂં કે મારૂં કોઇ પણ સ્થળ નિશ્ચિત થયા સિવાય આપણે કેવી રીતે મળી શકીએ ?"

"ત્યારે શું આપણે છેલ્લી વારનાં જ છૂટાં પડીએ છીએ ? વિદ્યાસાગર ! જો તમે"–એમ કહેતાં કેશરકુંવરની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. છાતી ભરાઇ ગઇ. કંઠ ગળગળો થઇ ગયો અને આગળ બોલાયું નહિ. જેમ જેમ વિદ્યાસાગર કેશરકુંવરને વધારે ને વધારે સ્નેહભરિત જોવા લાગ્યો, તેમ તેમ તેનું મન ત્યાંથી સત્વર ચાલ્યા જવાને વધારે ને વધારે તલપાપડ થઇ રહ્યું. એટલામાં હોલત ખબર લેઇને

આવ્યો કે "કેશરબા ! સંગ્રામસિંહ તો ત્યાં આગળ નથી; શી ખબર, ક્યાંય બહાર ગયા હોય તો !"

કેશરકુંવરનું ધ્યાન દોલતના શબ્દો સાંભળવા તરફ નહોતું. તે પોતાની અશ્રુ ઝરતી આંખોને પોતાના પાલવવડે લૂછતી હતી. વિદ્યાસાગર બોલ્યો: "સાંજ પડવા આવી છે અને હું થોડા વખતમાં જઇશ." કેશરકુંવર કાંઇ પણ જવાબ નહિ આપતાં ત્યાંથી ઉઠી ગઇ. કોણ જાણે શાએ કારણથી આજે તેનું હૃદય ડસડસી રહ્યું હતું અને મન મુંઝાઈ ગયું હતું. એક ખૂણામાં જઇને રોદનદ્વારા તેણે પોતાના હૃદયને વિરામ આપ્યો. જોતાં જોતામાં સાંજ પડી ગઇ. જરાતરા અંધારૂં થયું એટલે વિદ્યાસાગર ત્યાંથી જવાને માટે તૈયાર થયો. પહેરેલાં કપડાં સિવાય તેની પાસે બીજું કાંઇ પણ નહોતું. 'વિલાસી' નો અંક–સરસ્વતીના તે છેવટના સંદેશાને–સાચવી રાખવાને તેણે પોતાના ગજવામાં નાંખ્યો અને શાંતિરાયપર ચંદાગૌરીએ જે પત્ર લખ્યો હતો તે પણ સાથે લીધો. જવાને માટે કેશરકુંવરની આજ્ઞા માગી. તે બાળા બોલી: "જાઓ એમ તો હું નહિ કહી શકું; પરન્તુ જો બીજાઓના જેટલા કઠોર હૃદયના તમે ન હો તો તમારી કુમારિકા પત્નીને દુઃખી કરશો નહિ. આ પ્રદેશમાં જો રહો અને અમારા રહેઠાણના કાંઇ ખબર મળી શકે તો વળી કોઇ વાર મળજો. વિશેષ કહેવાનો મને હક નથી અને હું કહેતી નથી."

વિદ્યાસાગર નિમ્ન મસ્તિક રાખીને તે સઘળું સાંભળી રહ્યો. તેણે ઉત્તરમાં કાંઇ પણ કહ્યું નહિ. ત્યાંથી તે ચાલ્યો.

કેશરકુંવર તેના પગલાને દૂર સુધી જોઇ રહી. વળી મન ઉત્સુક થયું અને ખાણના દ્વાર સુધી તેને વળાવવાને માટે પાછળ ચાલી. વિદ્યાસાગર ખાણના મુખની બહાર નીકળ્યો અને કેશરકુંવર પણ તેની પાછળ નીકળી. તે બોલી: " વિદ્યાસાગર ! તમારી માયાળુતા અને મધુર વાણીને હું ભૂલી શકીશ નહિ. ફરીથી તેનો પરિચય આપવાને કોઈ વાર મળજો. "

" મળવાનું ભાવીના હાથમાં છે; તેનો નિશ્ચિત ઉત્તર અત્યારથી કેવી રીતે આપી શકું ? પણ તમે મને ભૂલી જજો, બ્હેન ! મને સંભારી રાખવામાં તમારૂં શ્રેય નથી. " એમ કહીને વિદ્યાસાગર ઉતાવળે પગલે ચાલતો થયો. વિદ્યાસાગરના છેલ્લા શબ્દોને જ સંભારી રહેતી, તેનું મનન કરતી, તેના ભાવાર્થને પુનઃ પુનઃ વિચારતી કેશરકુંવર દિગ્મૂઢ બની ત્યાં ને ત્યાં ચિત્રવત્ ઊભી રહી ! થોડી વારમાં તો વિદ્યાસાગર અંધકારમાં અદૃશ્ય થઇ ગયો. તેની ઝાંખી આકૃતિ પણ કેશરકુંવર જોઇ શકી નહિ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### નવો વિખવાદ.

**कलहान्तानि हर्म्याणि कुवाक्यान्तं च सौहृदम् ।**

* * *

કેશરકુંવર વિદ્યાસાગરના સ્મરણને ચિત્તમાં સ્થાન આપી, હૃદયને દુઃખી કરતી અને તે હૃદયદુઃખને અશ્રુદ્વારા

જળીહળીતા સ્વરૂપમાં વર્ષાવતી ખાણુના મુખમાં પેઠી તો સંગ્રા-મસિંહ ખાણુના મુખ આગળ પોતાના નિત્યના સ્થળે જ બેઠેલો જોવામાં આવ્યો! કેશરકુંવર ચમકી. પોતે ખાણુમાંથી બહાર નીકળી ત્યારે સંગ્રામસિંહ ત્યાં નહોતો અને એટલી વારમાં તે એકાએક ક્યાંથી આવી ગયો, તે વિચારથી તે ચમકી. તેણે પૂછ્યું: "સંગ્રામસિંહજી! તમે હમણાં તો અહીં નહોતા."

"હા જરા બહાર ગયો હતો, તે હમણાં આવ્યો." સંગ્રામસિંહે જવાબ આપ્યો.

કેશરકુંવર આંસુ લૂછી ચાલી ગઇ. તે બિચારી મુગ્ધા સંગ્રામસિંહનું કાપટ્ય સમજી શકી નહિ. વિદ્યાસાગર અને કેશરકુંવર વચ્ચેનો સઘળો સંવાદ એક ભેખડની પાછળ ભરાઈ રહીને સંગ્રામસિંહે પૂરી રીતે સાંભળ્યો હતો અને તે સાંભળવાથી કેશરકુંવરના ચિત્તપરિવર્તનને માટે તેના મનમાં ખોટી શંકા પેદા થઇ હતી. હિંમતસિંગ ક્યારે આવે અને પોતાના હૃદયનો ઉભરો તેની પાસે ક્યારે ખાલી કરૂં, એમ સંગ્રામસિંહને થઇ ગયું. છેવટે થોડી વારમાં હિંમત-સિંગ આવ્યો. સ્વરૂપસિંગ તો બહુ મોડી રાત્રે પાછા ફર-વાનું કહીને ગયો હતો. સંગ્રામસિંગ હિંમતસિંગને એક બાજુએ લેઇ ગયો અને પૂછ્યું: "કેમ, હિંમતે બહાદુર! શું કર્યું?"

"બીજું વળી શું કરવાનું હતું? એક બે સ્થળે આજ રાતમાં જ પલાયન કરી જવાનું સૂચવી આવ્યો અને

સોએ તે માન્ય રાખ્યું છે. સ્વરૂપસિંગ રાજાને મળવા ગયા છે, તે શું ખબર લેઇને આવે છે, તે જાણ્યા પછી અહીંથી નીકળીને કઇ તરફ જવું તે નક્કી થશે."

"પણ હિંમતસિંગ! આ આપણે શું લેઇ બેઠા છીએ? આજ સુધી કદી નહિ અને આજે બધા ડરપોક કેમ બની ગયા છો?"

"જુઓને સંગ્રામસિંહ! સરકારી ટપાલ લુંટી એ એક મોટી ભૂલ થઈ છે; હવે સરકારી ગોરા સોલ્જરોને હાથે પકડાઇને માર્યા જવા કરતાં નાસી જવું તે શું ખોટું છે?"

"શરમા, શરમા, હિંમતસિંગ! તારી હિમ્મત ક્યાં ચાલી ગઇ? આવી વાણીયા બુદ્ધિ તારામાં ક્યાંથી આવી? વિદ્યાસાગર વાણીયો હતો, તેણે પોતાની વણિક બુદ્ધિમાં તમને ભોળવ્યા, પણ તમારી ખરી રજપૂતાઇ ક્યાં ગઇ? શું એક વાર મેદાનમાં ઝોપલાવ્યા પછી કાયર બનીને નાસી જવું?"

"પણ આપણી સહીસલામતીને માટે વિદ્યાસાગરની વણિક બુદ્ધિ ખોટી નથી!"

સંગ્રામસિંહ ક્રોધથી ભ્રકુટી ચડાવતો બોલ્યો: "અરર! હિંમતસિંગ! એ વાણિયાના આટલા થોડા પરિચયમાં તું શું આટલો બધો પોચો અને બાયલો બની ગયો છે? લે, હું તારી પાસે ખરી વાત ખુલ્લી કરી આપું છું કે કેશરકુંવર અને વિદ્યાસાગર વચ્ચે થયેલા સંતલસ પ્રમાણે તેમણે મળીને આ સઘળું ચક્કર ભમ્મર ફેરવ્યું છે! કેશરકુંવર અને વિદ્યાસાગરની સઘળી છાની વાત મેં સાંભળી છે.

વિદ્યાસાગર ગયો અને થોડા દિવસમાં તેની પાછળ કેશરકુંવરને પણ આ ખાણમાંથી નાસી ગએલી તું જોઇશ! બસ, એટલામાં સઘળું સમજી જા!"

હિંમતસિંગ વિચારમાં પડી ગયો. કાંઈ પણ ઉત્તર નહિ આપતાં તે હડપચીએ હાથ ટેકાવીને ઉભો રહ્યો. સંગ્રામસિંહનું કથન તેના ચિત્તને ખરૂં લાગતું હોય તેમ જણાયું. ક્રોધથી ભવાં ચડાવીને તે બોલ્યો: "રાંડ, એ રજપૂતની છોકરી વાણીયા સાથે ખૂટી? અને એ વાણીયો આપણને ચક્કર ભમ્મર રમાડીને નાસી ગયો? આપણને બીક બતાવીને નાસી જવાની ભલામણ તેણે કરી, પણ તે તેણે પોતાના પેચમાં જ સઘળું કર્યું હોવું જોઇએ! અરે, વાણિયાનો તે વિશ્વાસ હોય?"

સંગ્રામસિંગ બોલ્યો: "કેમ, મારૂં કહેવું ખરૂં છે કે નહિ? મૂર્ખાઓ! દારૂ ને દેવતાને આજ સુધી તમે એકઠાં રાખ્યાં, એકઠાં રહેવા દીધાં, તેના જેવી બીજી કઇ મૂર્ખાઇ? તમારી અક્કલ તે બહેર મારી ગઈ'તી કે શું?

"એકલાં તો કાંઇ નહોતાં; તમે ક્યાં નહોતા?" હિંમતસિંગ બોલ્યો.

"પણ હું તો ખાણના મ્હોં આગળ જ હોઉં; માંહે તે બન્ને એકલાં જ ને? આ બધું અત્યારે સૂજયું; પણ પહેલાં કાંઇ વિચાર ન કર્યો? જો, વાણીઓ આપણ રજપૂતનું ઘર પામી ગયો છે, માટે ચેત, નહિ તો ધરતી ધણેણી ઉઠશે!"

હિંમતસિંગની આંખો લાલ બની. ક્રોધનો અચિંત્યો

આવિર્ભાવ સ્ફુરી આવ્યો. તરવારપર હાથ નાંખતો તે બોલ્યો: " મારી નાંખું, પહેલાં એ રાંડને અને પછી તે વાણીઆને પણ ! એમાં શી વાર ? રજપૂતની કુંવારી કન્યા આવી કુળાંગાર નીવડે ? "

" પહેલાં એ નાસી જતા વાણિયાને પકડ અને પછી ઘર સંભાળ; દોડ જલ્દી નહિતો હાથમાંથી શિકાર છટકી ગયો સમજ ! આ જોઇને મારૂં તો શરીર કમ્પી ઉઠ્યું છે ! "

" જઉં છું; હમણાં જઉં છું; એમ કહેતો તે અંદર ચાલ્યો. બે જુવાનિયા રજપૂત માંહે બેઠા હતા, તેમને સાથે લેઇને તે આગળ ચાલ્યો. અશ્રુથી ભીંજાએલી આંખે કેશર-કુંવર એક ખુણામાં વિચારમુગ્ધ સ્થિતિમાં પડી હતી, ત્યાં આગળ હિંમતસિંગ આવી લાગ્યો અને કેશરકુંવર ભણી આંગળી કરીને પોતાના સાથીઓને કહ્યું: " આ રાંડ કપૂત છોકરીને અહીંથી જરા પણ ખસવા દેશો નહિ; હું પેલા હરામખોર વિદ્યાસાગરનું માથું લઇ હમણાં આવું છું."

આ શબ્દો સાંભળતાં જ કેશરકુંવર ચમકી અને મોટા ગભરાટમાં પડતી બોલી: " અરે ભાઇ ! ભાઇ ! એ બિચા-રાનો શું વાંક છે કે તમે આમ બોલો છો ? "

" રાંડ કૂતરી ! એ તારા જારને હું નહિ જીવતો રહેવા દઉં અને તારી પણ તે જ વલે થશે ! કપૂત છોકરી ! સ્વરૂ-પસિંગના ધોળામાં તેં ધૂળ નાંખી છે અને અમને બધાને ભરમાવી નાંખી બાયલા બનાવવા પ્રપંચ કર્યાં છે ! " એમ બોલતો હિંમતસિંગ ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ચાલી નીકળ્યો.

હિંમતસિંગના કથનનો મર્મ કેશરકુંવર એકદમ સમજી શકી નહિ. વિદ્યાસાગર પોતાનો જાર, તેનું માથું કાપવું, પોતે પિતાના ધોળામાં ધૂળ નાંખી છે, એ બધા શબ્દો હિંમતસિંગના મુખમાંથી શામાટે નીકળ્યા, પોતે એવું શું દુષ્કર્મ કર્યું છે, એ વિચારે તે કુમારિકા બાળાને ગભરાવી મેલી. વિદ્યાસાગરને માથે અને પોતાને માથે કોઇએ ખોટું આળ મેલ્યું છે અને હિંમતસિંગને જૂઠું ભરમાવ્યું છે એમ તે સમજી અને કદાચિત્ ઝનૂની અને અવિચારી હિંમતસિંગ કાંઇ અનર્થ ન કરી વાળે તેટલા માટે તેની પાછળ દોડી; પણ હિંમતસિંગની સાથે આવેલા બે જુવાનોએ તેને દોડી જતી અટકાવી અને કેશરકુંવર નિરાશ બની અશ્રુ સારતી બેઠી: "ઓ પ્રભુ ! આ શો જુલમ ? એ અવિચારી હિંમતસિંગ વિદ્યાસાગરને અવશ્ય મારી નાંખશે ! તેના મનમાં કોઇએ કેવળ વિચિત્ર જ ભૂત ભરાવ્યું છે ! ભાઇ રણવીર ! તું તેની પાછળ જા અને કહે કે એક વાર મારી વાત સાંભળ અને પછી ભલે વિદ્યાસાગરને અને મને મારી નાંખજે."

રણવીર હિંમતસિંગને કેશરકુંવરનો તે સંદેશો કહેવાને ચાલ્યો, પણ બારણાના મ્હોં આગળ આવ્યો ત્યાં ખબર મળ્યા કે હિંમતસિંગ તો ઘોડો લેઇને ઝપાટાભેર દોડાવી ગયો છે ! તેણે આવીને તે ખબર કેશરકુંવરને આપ્યા અને "વિદ્યાસાગરનું મરણ હવે નજીકમાં જ છે" એવા વિચારથી ચમકેલી–ગભરાએલી–બ્હાવરી બનેલી બાળા શરીરનું ભાન ભૂલી પાસેની ભેખડ સાથે અથડાઇ પડી.

શુક્લ પક્ષની રાત્રિ હતી. ઉજ્જ્વલ પ્રકાશપટ સર્વત્ર પથરાઈ રહ્યો હતો. ખાણુ અને તેની આસપાસનું મેદાન બહુ ઝાડીવાળું નહોતું; પરન્તુ કોઇ કોઇ સ્થળે સૂકા પાકા બાવળનાં ઠુંઠાં અને થોરીયાં કે કેરડીનાં જાળાં ભયંકર કાળું સ્વરૂપ ધારણ કરીને ઊભેલાં જણાતાં હતાં. ચંદનડુંગરીનાં વૃક્ષોનો ફરફરાટ મન્દ ધ્વનિ કરી રહ્યો હતો અને તે સાથે જંગલી ચંદનવૃક્ષોની આછી સુગંધ પ્રસરીને મગજને વિશ્રાંતિ આપતી હતી. હિંમતસિંગ ઘોડા ઉપર અસ્વાર થઇને એકદમ નીકળ્યો. સંગ્રામસિંહે તેને જણાવ્યું હતું કે વિદ્યાસાગર પૂર્વ દિશા ભણી ગયો છે એટલે હિંમતસિંગે તે દિશાએ જ અશ્વને મારી મૂક્યો. થોડેક દૂર તે ગયો હશે, એટલામાં ચંદનડુંગરી તરફથી શિયાળવાના જેવી એક બૂમ સંભળાઇ. હિંમતસિંગ પોતાના માણુસના સંકેત શબ્દને ઓળખી ગયો અને તેણે પણ સામો તેવા જ અવાજમાં જવાબ આપ્યો તથા અશ્વને આગળ ચલાવ્યો. ભૂતડાં જેવાં દેખાતાં જાળાં અને બાવળનાં ઠુંઠાં કેટલીક વાર માણુસની આકૃતિનું ભાન કરાવતાં હતાં એટલે હિંમતસિંગ તે તરફ એકાદ તીર ફેંકી ખાત્રી કરતો અને ત્યાં કોઈ માણુસ નથી તેની ખાત્રી કરી આગળ ચાલતો હતો. ખાણુમાંથી નીકળ્યો ત્યારે તેના મગજમાં જે ગુસ્સો અને ઝનૂન હતાં, તે હજી પણ તેવાં ને તેવાં જ પ્રજ્વલિત હતાં. લુંટ અને ચોરીના ધંધામાં મોટું પાપ લાગે છે, તેથી જીવના જોખમમાં સપડાવું પડે છે, એવા એવા વિદ્યાસાગરે બતાવેલા ભય હવે તેને નિરર્થક જણાયા. તેણે અનુમાન કર્યું કે કેશરકુંવર

વિદ્યાસાગરની સાથે નાસી જવા ઇચ્છતી હશે અને આવા જંગલમાં તે નાસી શકે નહિ, માટે સૌનો આ ધંધા છોડાવી, કોઈ ગામમાં જઇને રહ્યા પછી દૂરના દેશમાં ઉતરી જવાનો બન્નેનો વિચાર હશે ! વિદ્યાસાગર અત્યારથી છૂટો પડ્યો તે કોઇ તૈયારી રાખવા માટે જ હશે, એમ તેણે માન્યું. સંગ્રામસિંહે તેને ખબર આપી હતી કે તે બન્ને જણાઓએ હવે પછી ક્યાં આગળ મળવું તે પણ નક્કી કરી રાખ્યું છે ! “ ખરેખર, એ લુચ્ચો વાણીયો અમારા જેવા લુંટારાને પણ લુંટનારો નીવડ્યો; પણ ફીકર નહિ.” એમ વિચારતો અને દાંત કચકચાવતો હિંમતસિંગ મોટા ગુસ્સામાં આવી ગયો અને “ ક્યારે એ દુષ્ટ હાથમાં આવે ને હું એના ટુકડે ટુકડા કરી નાંખું ” એમ વિચારી આગળ વધ્યો.

એકાદ પ્રહર જેટલી રાત્રિ વ્યતીત થઇ ગઇ હતી. હજી સુધી કોઈ પણ માણુસનો અવર જવર હિંમતસિંગના જેવામાં આવ્યો નહોતો. કોઇ વાર અશ્વને ધીમે ચલાવતો તો કોઈ વાર ઉતાવળે દોડાવતો, જે દિશાએ વિદ્યાસાગર હોવાની શંકા પડે તે દિશાએ જતો અને પાછો મુખ્ય રસ્તાપર આવતો હિંમતસિંગ એટલો ગુસ્સે થયો હતો કે વિદ્યાસાગર જો હાથમાં આવે તો કાંઇ પણ પૂછ્યા ગાછ્યા વિના જ તે તેને મારી નાંખે. એટલામાં એકાદ ખેતરવા જેટલે દૂર એક કાળી આકૃતિની સામે તેણે તીર ફેંક્યું. આકૃતિને વીંધ્યા સિવાય તીર ચાલ્યું ગયું. થોડે દૂર જઇને પુનઃ તે જ આકૃતિ ભણી તેણે તીર ફેંક્યું અને તે દિશાએથી અવાજ આવ્યો: “ એ કોણ હરામખોર છે ? ”

અવાજ ઓળખાયો. તે વિદ્યાસાગરનો જ અવાજ હતો અને તેને ઓળખી જતાં હિંમતસિંગને જરા પણ વાર લાગી નહિ. પોતાના શિકારને પોતે પકડ્યો છે, એવા વિજયથી હિંમતસિંગ ગર્જના કરી ઉઠ્યો: " હાં, બચ્ચા વિદ્યાસાગર ! છેવટે તું મારે હાથ આવ્યો ખરો ! "

તે વિદ્યાસાગર જ હતો. પોતાના નામનો ઉચ્ચાર સાંભળીને તે વિસ્મય પામતો તે જ જગ્યાએ ઊભો રહ્યો. હિંમતસિંગે તો વિદ્યાસાગરના સ્વરને ઓળખતાંની સાથે જ મ્યાનમાંથી તલવાર કાઢી પોતાના અશ્વને તે ભણી દોડાવી મેલ્યો હતો. એક ખેતરવા જેટલું છેટું એક ચપળ અશ્વને કાપતાં શું વાર લાગે ?

* * * * *

અરેરે ! વિદ્યાસાગર ! તારૂં શું થવા બેઠું છે ? સરસ્વતી ! તારૂં એ શું થશે ? એ ' અંધકારનું આવરણ ' ક્યારે દૂર થાય ?



## ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકોનું

# સૂચીપત્ર.

---

### ધારાનગરીનો મુંજ.

માળવાની સુપ્રસિદ્ધ રાજધાની ધારાનગરી કે જ્યાં ભોજરાજા જેવો વિદ્વત્શિરોમણિ રાજા રાજ્ય કરી ગયો છે ત્યાંના રાજા અને ભોજના કાકા મુંજે કર્ણાટકના રાજા તૈલપની સાથે મહાયુદ્ધ માંડ્યું હતું. તૈલપને મુંજે સોળ વાર હરાવ્યા પછી સત્તરમી વારના યુદ્ધમાં મુંજ તૈલપના હાથમાં કેદ પકડાયો હતો અને તેના બંદીવાન તરીકે રહ્યો હતો. બંદીખાનામાં જ તૈલપની બ્હેન કુસુમકુમારી સાથે તેણે કરેલું લગ્ન, મંત્રી રૂદ્રદામે ગુપ્ત રીતે ખોદેલી સુરંગ, સુરંગદ્વારા નાસી જતાં મૂર્ખ દાસીએ ફોડેલો ભેદ અને પરિણામે મુંજ પુનઃ પકડાતાં તૈલપે ક્રુરતાપૂર્વક તેનો કરેલો શિરચ્છેદ તથા કુસુમકુમારીએ સ્વામીના મરણ માટે ભાઇ ઉપર વૈર વાળવાની કરેલી પ્રતિજ્ઞા ઇત્યાદિ કથાવિભાગને આ પુસ્તકમાં એવી શૈલીથી આલેખવામાં આવ્યો છે કે તેથી વાંચનારને આખું પુસ્તક વાંચ્યા સિવાય ચેન પડતું નથી. સહૃદય વાંચનારના નેત્રોમાંથી આંસુઓ ટપક્યા વિના રહેતાં નથી. રોયલ બારપેજી સાઇઝનાં પૃષ્ઠ ૨૨૪; કાગળ ગ્લેઝ ઉંચા; છાપ સુંદર; પૂંઠું સુંદર અને મજબુત. મૂલ્ય રૂ. ૧। પોસ્ટેજ ૧ આનો.

# અઢારમી સદીનું મહારાષ્ટ્ર

### અથવા

## ઔરંગઝેબનો અસ્ત.

મોગલ શહેનશાહ ઔરંગઝેબે પોતાની જીંદગીનાં છેલ્લાં વીશ વર્ષમાં મરાઠાઓ સાથે લાંબો વિગ્રહ માંડ્યો હતો અને શાહુને પોતાની કેદમાં રાખ્યો હતો તે વખતે શૂરવીર તારાબાઇએ જે કાર્યભારકુશળતા બતાવી છે તથા પોતાનાં અવિચારી કાર્યોને લીધે ઔરંગઝેબને જે મુશ્કેલીઓ ખમીને દક્ષિણમાં જ પોતાની જીંદગી પૂરી કરવી પડી છે તેનું વિસ્તૃત વર્ણન આ નવલકથામાં આપવામાં આવ્યું છે. ઔરંગઝેબના મરણ સમયનું ચિત્ર એટલું હૃદયદ્રાવક છે કે વાંચનારનું હૃદય ભરાઇ ગયા વિના રહેતું નથી. કથાની સંકળના જિજ્ઞાસાને ઉશ્કેરી મેલે છે. રોયલ બાર પેજી સાઇઝનાં પૃષ્ઠ ૨૧૮; કાગળ ગ્લેઝ ઉંચા; છાપ સુંદર; પૂઠું મજબૂત બોર્ડનું. **મુલ્ય રૂ. ૧I પોસ્ટેજ ૧ આનો.**

## પ્રમોદા યાને દિલેર દિલારામ.

ગુજરાતના ઇતિહાસને લગતી આ એક નવલકથા છે. આ કથામાં એવું દર્શાવવામાં આવ્યું છે કે અલાઉદ્દીનના ઝનાનામાં રહેલ સ્ત્રીઓ ખરી કમળાદેવી અને દેવળદેવી નહોતી પણ એ વેશધારી મુસલમાન માતા અને પુત્રી હતાં કે જેમને કમળાદેવી અને દેવળદેવીનો વેશ પહેરાવીને મોકલવામાં આવ્યાં હતાં. આ મુસલમાન સ્ત્રીઓ દિલારામ

અને તેની પુત્રી લાલાં હતી. ખરી કમળાદેવીને કરણની સાથે સતી થએલી દર્શાવવામાં આવી છે. એકંદર રીતે આ કથા વાંચનારાઓને ચમત્કારપૂર્ણ અને નવીન જ દેખાય છે. **કીંમત ૧૨ આના** ( સિલિક નથી ).

## કાશ્મીર અને કેસરી.

હિંદુસ્તાનમાં પંજાબ–કેસરી મહારાજા રણજીતસિંહનું નામ ગાજી રહ્યું હતું. રણજીતસિંહને અફઘાનો સાથે ઘણી વાર ઝપાઝપી થઇ હતી અને કાશ્મીર પ્રાંતને માટે તો ચાર વાર સ્વારીઓ લેઇ જવી પડી હતી. આ વીર કેસરી અને કાશ્મીરના સંબંધના ઇતિહાસના ઉપયોગી પ્રસંગો ઇ. સ. ૧૮૧૩ થી ઇ. સ. ૧૮૧૯ સુધીમાં આવી જાય છે અને તે સઘળા આ કથામાં સમાવવામાં આવ્યા છે. હિંદુઓ અને હિંદુ બાળાઓ ઉપર અફઘાન સરદારોના જુલ્મનું હૃદયદ્રાવક વર્ણન આપવામાં આવ્યું છે. રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૨૩૦; કાગળ ઉંચા; છાપ સુંદર; **મુલ્ય રૂ. ૧.** પોસ્ટેજ ૧ આનો.

## સુધરેલી સંગીતા.

આજકાલ “ સુધારો ” એ નામ એટલું બધુ વાયડું બની ગયું છે કે હરકોઈ સાંસારિક કે સામાજિક બગાડાને જ સુધારાનું નામ આપવામાં આવે છે. આ સુધારો વાસ્તવિક સુધારો નહિ પણ નામધારી સુધારો કહેવાય. તેવા સુધારામાં ફસાએલાં સ્ત્રીપુરૂષોની સંસારમાં કેવી દુર્દશા થાય

છે, હદ ઉપરાંત છૂટમાં ઉછરેલી છોકરીઓ કેવાં અનિષ્ટ પરિણામો લાવનારી નીવડે છે, તે બતાવવાની સાથે આ કથામાં એક કેળવાયલા અને સુશીલ યુવકની શી ફરજો છે, સંસારમાં તેનું જીવન કેવું હોવું જોઇએ તથા મર્યાદાશીલ યુવતીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે પણ વાર્તાના રસમાં આબેહુબ રીતે દર્શાવવામાં આવ્યું છે. વાર્તારસ એટલો તો ઝમકદાર છે કે એક પ્રકરણ વાંચ્યા પછી બીજું પ્રકરણ વાંચવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. સુધારેલાઓના સંસારનું અને સુશીલ દંપતીઓના સંસારનું ચિત્ર બોધક શૈલીથી ચિત્રવામાં આવ્યું છે. રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૩૦૦; ઉંચા ગ્લેઝ કાગળ; સુંદર છાપ, છીંટથી બાંધેલું મજબુત અને સોનેરી પૂંઠું. **મુલ્ય રૂ. ૧.** પોસ્ટેજ બે આના.

## વિદ્યાસાગર–ભાગ ૧ લો.

( લેખક–મુનિ શ્રી છોટાલાલજી. )

ત્યાગના અભિલાષવાળો ‘ વિદ્યાસાગર ’ નામનો એક ચંચળ યુવક પોતાની કુમારિકા પત્નીને ત્યજીને જતો રહે છે. તેનો ભાઇ કુસુમચંદ્ર લોભી અને કુકર્મી હોવાથી તેનાં કુકર્મો તે સહી શકતો નથી, તેમ જ ભાઇનો લોભ પોતાને અનુચિત લાગતો હોવાથી ભાઇના હૃદયને સુખ પમાડવાની ખાતર તે જતો રહે છે. અજાણ્યા પ્રદેશમાં એક મહેતાજીને ત્યાં ઉતરે છે. ત્યારબાદ એક યોગી, રાજકન્યા અને રાજાની મુલાકાત થાય છે. પોતાનો મિત્ર પોતાને તેડવા આવે છે

એમ જાણી તે છટકી જાય છે અને અજાણ્યાં લુંટારાઓના હાથમાં જઇ પડે છે. વાર્તા રસિક અને હૃદયદ્રાવક છે. રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૧૦૦. કાગળ ઉંચા ગ્લેઝ. પૂઠું મજબુત; છાપ સુંદર. મુલ્ય ૪ આના. પોસ્ટેજ અર્ધો આનો.

## વિમળા.

એક કેળવાએલો રાજકુમાર પોતાના અફીણી પિતા અને કપટી કાર્યભારીનાં કુભાંડોથી ત્રાસ પામી પોતાના મિત્રની સાથે કોઇને કહ્યા વિના નીકળી જાય છે અને એક કેળવાએલી રાજકુંવરી સાથે લગ્ન કરે છે. કપટી રાજકુટુંબીઓના કાવતરાથી સ્ત્રીનો વિયોગ પડે છે અને રાજકુંવરી મહાસંકષ્ટો વેઠી છેવટે પોતાના પતિને મળે છે, જે દરમ્યાન અફીણી પિતા કપટી કાર્યભારીનું પોગળ જાણે છે, પોલિટિકલ એજંટ કાર્યભારીને કેદમાં પુરે છે અને કાર્યભારી અફીણ ખાઈ આત્મઘાત કરે છે. રાજ્ય ખટપટ, કાવતરાં, રાજક્લેશ, બ્હારવટીયા વગેરેનાં પ્રાસંગિક ચિત્રો હૃદયને બોધ સાથે આનંદ આપે છે. પુસ્તક પૂરૂં વાંચ્યા વિના બંધ કરવું ગમતું નથી. રોયલ ૧૬ પેજી સાઈઝનાં પૃષ્ઠ ૨૦૦; કાગળ ઊંચા ગ્લેઝ; છાપ સુંદર; પૂંઠું મજબુત અને જાડું. મુલ્ય રૂ. ૧. પોસ્ટેજ ૧ આનો.

## કામરૂ દેશની કામિની.

'મનોરમા' નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત

પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેક્ટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. મનોરમા દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. મનોરમા કે જેનું ખરૂં નામ જુમેલિયા છે તે આત્મઘાત કરે છે, તેને કબરમાં દાટવામાં આવે છે; પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખુન કરે છે! વાર્તા વાંચનારને પોતે સ્વપ્નમાં મહાલતો હોય એમ કેટલીક વાર ભાન થઈ જાય છે! પૃષ્ઠ ૨૬૦. મુલ્ય રૂ. ૧. પોસ્ટેજ એક આનો.

## લતા અને લલિતા.

લતા અને લલિતા બે બ્હેનો છતાં જૂદા જૂદા રંગ-ઢંગમાં અને જૂદા જૂદા સ્વભાવની માતાઓના સહવાસમાં ઉછરવાથી તેમનામાં જે ફરક જોવામાં આવે છે તેનું દિગ્દર્શન આ કથામાં કરી શકાય છે. અંગ્રેજ કુમારિકાના પ્રેમદર્શનથી હિંદુ છોકરી ઉપર કેવી અસર થાય છે, કેળવાયલા પુત્રને ચોક્કસ કુમારિકા સાથે પરણવાને ફરજ પાડનાર પિતા તેનું કેવું માઠું પરિણામ મેળવે છે અને રાજવંશીઓમાં કેવી ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ જોવામાં આવે છે, તે સઘળું આ વાર્તાનું ટુંકું બયાન છે. પૃષ્ઠ સંખ્યા ૨૦૦. પાકું સોનેરી પૂઠું. **મુલ્ય ૧૨ આના. ( ચિત્રો સાથે. )**

## બંગજાગૃતિ.

સ્વદેશી હીલચાલ સંબંધી જે પ્રયત્ન કાયદાની હદમાં રહીને બંગાળામાં થાય છે, તેનું આબેહુબ વર્ણન તથા

સ્વદેશી હીલચાલનો ખરો ઉમદા હેતુ, તે સઘળું આ ગદ્ય-પદ્યાત્મક નાટકમાં દર્શાવેલું છે. 'પુરૂષોત્તમ' ની હાસ્યરસિકતા વાંચનારાઓને હસાવ્યા વિના રહેતી નથી. રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૮૫. **મુલ્ય ૬ આના.** પોસ્ટેજ અર્ધો આનો.

**બાદશાહ બારેબાહર.** (કલ્પિત રાજવંશી વાર્તા.) રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૪૦. **મુલ્ય બે આના.**

**કાન્તા (ત્રિઅંકી નાટક.)**—રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૩૨. **મુલ્ય ૨ આના.**

**અમરકુમાર ચરિત્ર (જૈન આખ્યાયિકા)**—રોયલ ૧૬ પેજી સાઇઝનાં પૃષ્ઠ ૩૨. **મુલ્ય ૨ આના.** (સીલીકે નથી)

**ચાંપરાજ હાડો અને સતી સોનરાણી.** બુંદીકોટાના રાજા **ચાંપરાજ** અને તેની સ્ત્રી **સોનના** ઇતિહાસની સુપ્રસિદ્ધ કથાનું પંચાંકી નાટક. પૃષ્ઠ ૧૧૦. **મુલ્ય ૧૨ આના.**

**ભૂતળ વિદ્યા**—તેમાં "ભૂતળ વિદ્યા"ના પ્રાથમિક શિક્ષણના પાઠો ઉપરાંત 'પિંગળ,' 'સંધિ' અને 'આરોગ્ય વિદ્યા'ને લગતી અગત્યની સમજૂતી આપી છે. વડોદરા, વઢવાણ, ભાવનગર, જૂનાગઢ વગેરે રાજ્યોએ તેને લાયબ્રેરીને માટે મંજુર કરી છે. પૃષ્ઠ ૮૦. **મુલ્ય ૩ આના.**

---

**ઉપરનાં તથા બીજાં સર્વ પ્રકારનાં પુસ્તકો જોઇએ તો નીચેના સીરનામે લખવું.**

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

સારંગપુર, તળીયાની પોળ. **અમદાવાદ.**

# ઉપયોગી પુસ્તકો.

**સદુપદેશમાળા--ભાગ ૧ લો.** એમાં બાર વાર્ત્તાઓ વડે સત્ય, શીલ, સમતા, સંતોષ, સત્સંગ, કરકસર વગેરેનો ઉપદેશ કરવામાં આવ્યો છે. ૮ આના (પાકા પુંઠાના ૧૨ આના)

**નમીરાજ** ( અધ્યાત્મનું નૅાવેલ. ) કથાના રૂપમાં લખાયેલા આ ગ્રંથમાં રસનો સાગર છે, તત્વજ્ઞાનનો ભંડાર છે, શીખામણનો સમુદ્ર છે. મૂલ્ય ૦--૮--૦ જૈનો તેમજ વેદાંતીઓ એક અવાજે તેની પ્રશંસા કરે છે.

**સદ્‌ગુણપ્રાપ્તિનો ઉપાય.** ( ૦-૬-૦ ). દરેક ધર્મના માણસને ઉપયોગી એવા ગુણાનુરાગ, સદ્‌ભાવના, સત્યવચન, વીર્ય સંરક્ષણ વગેરે વિષયો પર આ પુસ્તકમાં વર્ણન કરેલું છે. ત્રણ આવૃત્તિ થઇ ગઈ છે.

**દિવ્ય યાત્રા.** ( ૦-૪-૦ ) 'તારક' અને 'હિંસક' નામની બે સ્ટીમરો મારફત કરાયલી સ્વર્ગ, નરક અને મોક્ષની સફરતું રમુજી વર્ણન વાર્તારૂપે કરાયલું છે.

**પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક-જીવ**હિંસા અને માંસ ખોરાકની વિરૂદ્ધમાં સૌથી શ્રેષ્ટ એવું કોઇ પુસ્તક આજ સુધીમાં તૈયાર થયું હોય તો તે આ જ છે. આમાં હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી તમામ ધર્મનાં શાસ્ત્રોનાં અને વળી પ્રખ્યાત ડાકટરો, વિદ્વાનોનાં પ્રમાણો આપ્યાં છે. કાચું પુઠું ૦-૫-૦. પાકું પુઠું ૦-૭-૦. લ્હાણી માટે ખાસ ભાવ પત્રવ્યવહારથી ઠરાવવામાં આવશે.

સઘળાં પુસ્તકો મળવાનું ઠેકાણું-

**પોપટલાલ મોતીલાલ શાહ.**

સારંગપુર તળીયાની પોળ—**અમદાવાદ.**

# વિદ્યાસાગર.

## ભાગ ૩ જો—પૂર્ણાહુતિ.

આ નવલકથા ત્રીજા ભાગમાં સમાપ્ત થશે અને એ ભાગ એટલો રસિક થશે કે વાંચકો હર્ષ, શોક અને આશ્ચર્યની ત્રિવિધ લાગણીઓના ભોક્તા થયા વિના રહેશે નહિ. તેનું કદ પણ લગભગ ૨૦૦ પૃષ્ઠ જેટલું થશે. અને મૂલ્ય આઠ આના રહેશે. અગાઉથી થવા ઇચ્છનાર ગ્રાહકોએ પોતાનાં નામ નોંધાવવાં. પુસ્તક તૈયાર થયે પોસ્ટ ખર્ચ ચડાવીને વી. પી. થી મોકલવામાં આવશે.

**ચુનીલાલ વર્ધમાન શાહ.**

સારંગપુર તળીયાની પોળ.—**અમદાવાદ.**